# કિશોર વાચનમાળા

## ભાગ ત્રીજો


– સંપાદકો –

રમણલાલ ન. વકીલ,
એમ. એ.

ભાનુશંકર બા. વ્યાસ,
એમ. એ., એલએલ. બી.

અમીદાસ પ. કાણકિયા,
એમ. એ., બી. ટી.

સુંદરજી ગો. બેટાઈ,
એમ. એ., એલએલ. બી.

પુષ્પાબેન ર. વકીલ, બી. એ.



· પ્રકાશક ·

ધી જનરલ બુક ડીપો

ઍજ્યુકેશનલ પબ્લીશર્સ

પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨.

પ્રથમાવૃત્તિ ૧૯૪૧



નવ આના



સુશોભનકાર

**ભાનુ સ્માર્ત, જી. ડી. આર્ટસ્.**
ધી મોડર્ન સ્કૂલ, મુંબઈ—૪.

**મુદ્રક**

આર. એસ. ગુપ્તે, 'મુંબઈ વૈભવ' પ્રેસ,
સેન્ડહર્સ્ટ રોડ, મુંબઈ—૪.

**પ્રકાશક**

પરમાણંદદાસ પીતાંબરદાસ
માલીક: ધી જનરલ બુક ડીપો
૧૬૮, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨

# નિવેદન

આજે આપણી શિક્ષણપ્રથામાં ત્વરિત અને મહત્ત્વનાં પરિવર્તનો થવા માંડ્યાં છે. સાથે સાથે બાળક પ્રત્યેનું આપણું દૃષ્ટિબિંદુ પણ બદલાતું જાય છે. આજે ઘડાતી શિક્ષણની નવી યોજનાઓ બાલમાનસના અભ્યાસને આધારે ઘડાય છે. એ આપણા બધા માટે આનંદનો વિષય છે. બાળકના સ્વતંત્ર વ્યક્તિત્વને, એની સાહજિક વૃત્તિઓને, સ્વભાવગત, નિગૂઢ શક્તિઓને સ્વતંત્ર રીતે વિકસવાનો પૂરતો અવકાશ મળવો જોઈએ. આ સિદ્ધાંત આજે સામાન્ય રીતે સર્વમાન્ય થયો છે. આ સિદ્ધાંતને અનુસરી બાળકના પ્રતિદિન વિકસતા વૃત્તિવ્યાપારો, સાહજિક વલણો, અને જીવનની પરિસ્થિતિના સંયોગોને લક્ષમાં રાખી રચાયેલાં નવીન પાઠ્યપુસ્તકોની પ્રત્યેક વિષયમાં આજે અપેક્ષા રહે છે.

પ્રતિદિન વિકસતા જતા આપણા બાળસાહિત્યમાં પણ આજે આ ફેરફાર ઘણા અંશે થતો દેખાય છે. બાળક એ માત્ર પુખ્ત વયના માણસની નાની આવૃત્તિ નથી; એને પોતાનું સ્વતંત્ર વ્યક્તિત્વ છે, એની માનસસૃષ્ટિ નિરાળી છે: એ સત્ય આજે બાળસાહિત્યના લેખકો અને શિક્ષકો સ્વીકારતા થયા છે. આવાં કંઈક કારણોને લીધે કિશોરવયનાં બાળકોને ભાષા અને સાહિત્યનું શિક્ષણ આપવા માટે નવા દૃષ્ટિબિંદુથી લખાયેલાં નવાં પાઠ્યપુસ્તકોની સવિશેષ જરૂર રહે છે. શિક્ષણના ક્ષેત્રમાં પરિસ્થિતિ, અનુભવ અને સાધનો પ્રમાણે નવા પ્રયોગો થતા રહે એ શિક્ષણપદ્ધતિના વિકાસ માટે કેવળ અનિવાર્ય છે.

વય સાથે બાળકની અનુભવસૃષ્ટિ પણ વિસ્તાર પામતી જાય છે; એની જ્ઞાનમર્યાદા લંબાતી જાય છે; એની કલ્પના વધારે વેધક બનતી જાય છે; એની સાહજિક વૃત્તિઓ અને સંસ્કારજન્ય ભાવનાઓ વિકસતી જાય છે. વિચાર, હૃદયભાવ અને વાણીનો સુમેળ સાધી માનસિક વિકાસ સાધવામાં બાળકને સહાયભૂત થવું એ ભાષાશિક્ષણનો મુખ્ય હેતુ હોવો જોઈએ. વાંચવામાં, લખવામાં અને બોલવામાં વિકાસ સાધવો એ ભાષાજ્ઞાન સિવાય શકય નથી. ભાષા ઉપર મર્યાદિત પ્રમાણમાં યે પ્રભુત્વ મેળવવું આ કારણે પ્રત્યેક બાળક માટે આવશ્યક થઈ રહે છે. આપણા જીવનવ્યવહારની વધતી જતી વિવિધ જરૂરિયાતો અને શિક્ષણપ્રદેશમાં પ્રતિદિન માતૃભાષાને આપવામાં આવતું મહત્ત્વ, એ કારણે પણ માતૃભાષાના સંગીન અભ્યાસની જરૂરિયાત આજે અનેકગણી વધી પડી છે.

શુદ્ધ ને સંસ્કારી સાહિત્યના રસાસ્વાદ માટે પણ સંગીન ભાષાજ્ઞાનની જરૂર ઊભી રહે છે. સાહિત્યનો વિગતવાર અભ્યાસ આ કક્ષાએ સર્વાંશે શક્ય નથી એ સાચું છે; છતાં આ ત્રણ વર્ષના ભાષા અને સાહિત્યના યથાશક્તિ અભ્યાસ દ્વારા બાળકની રસવૃત્તિ કેળવાય અને થોડા સમય પછી એ શુદ્ધ સાહિત્યનો રસાસ્વાદ વધુમાં વધુ લઈ શકે એ દૃષ્ટિબિંદુ ભૂલી જવાનું પણ આપણને પરવડે એમ નથી. એટલે જ કિશોરાવસ્થામાં બાળકને માટે સાહિત્યકૃતિઓનો રસાસ્વાદ કરતાં ભાષાનો અભ્યાસ સવિશેષ મહત્ત્વનો વિષય છે. વસ્તુતઃ ભાષા અને સાહિત્ય એક અને અભિન્ન છે. અહીં તો માત્ર એટલો જ નિર્દેશ કરવો રહે છે કે શુદ્ધ સાહિત્યના મોહમાં ભાષાશિક્ષણના વિવિધ અંગો તરફ દુર્લક્ષ થવું ન જોઈએ. ભાષાના વિવિધ પ્રયોગો અને રચનાઓ, શબ્દોના વિવિધ અર્થ અને તે વચ્ચે રહેલો સૂક્ષ્મ ભેદ, ભાષાનું માધુર્ય અને પ્રભાવ, કિશોરાવસ્થાનાં બાળકો સમજતાં તેમ જ તેનો ઉપયોગ કરતાં શીખે એ આ વયે તેમને માટે અતિ આવશ્યક છે.

આ વાચનમાળાના સંપાદકોએ કિશોરવયનાં બાળકોનાં શિક્ષણ માટે આ દૃષ્ટિબિંદુ સ્વીકાર્યું છે. એટલે જ આપણા વિકસતા સાહિત્યમાંથી માત્ર કૃતિઓ ચૂંટી કાઢી એને સંગ્રહ રૂપે પ્રસિદ્ધ કરવાનું એમણે યોગ્ય ધાર્યું નથી. આપણા પ્રતિષ્ઠિત લેખકોના વર્તમાન ગ્રંથોમાંથી પસંદ કરેલી કૃતિઓમાં પણ મર્યાદિત રીતે, લેખકની ભાષા અને વક્તવ્યને હાનિ કર્યા સિવાય, થોડા ફેરફાર કરવાની છૂટ આટલા માટે જ એમને લેવી પડી છે. બાળકનો શબ્દભંડોળ, એનું મર્યાદિત જ્ઞાન, એનો અલ્પ અનુભવ અને સંપૂર્ણપણે નહીં વિકસેલી રસવૃત્તિને ધ્યાનમાં રાખી—શિક્ષકો તરીકે એમને પ્રસંગોપાત આ જાતની છૂટ લેવી પડી છે. અમારું આ શિક્ષણવિષયક દૃષ્ટિબિંદુ સમજી, એ જાતના ફેરફાર કરી પોતાની કૃતિઓ આ વાચનમાળામાં પ્રગટ કરવા દેવાની જે ઉદારવૃત્તિ અનેક લબ્ધપ્રતિષ્ઠ લેખકોએ દર્શાવી છે તે માટે અમે તેમના અત્યંત ઋણી છીએ.

આ જ દૃષ્ટિબિંદુ વિષય પરત્વે ધ્યાનમાં રાખીને કેટલાક અનુભવી અને અમુક વિષયના નિષ્ણાત શિક્ષકમિત્રો પાસે સારી સંખ્યામાં પાઠ અમારે લખાવવા પણ પડ્યા છે. એ અનેક શિક્ષકમિત્રોએ પોતાનાં જ્ઞાન, અનુભવ અને શક્તિનો લાભ આપી, આ વાચનમાળા આ સ્વરૂપે કિશોર-વયનાં બાળકો સમક્ષ મૂકવાની તક આપી છે તે માટે એ સર્વના અમે અત્યંત આભારી છીએ.

આ રીતે આ વાચનમાળાની યોજના થઈ છે. શિષ્ટ સાહિત્યમાંથી કિશોરવયનાં બાળકોની શક્તિ અને સ્વભાવને અનુલક્ષી કૃતિઓ પસંદ કરવામાં આવી છે. પ્રાચીન તેમ જ અર્વાચીન કવિઓની કૃતિઓનો આ યોજનામાં સમાવેશ થયો છે. સળંગ પુસ્તકમાંથી અમુક ખંડ, ટૂંકીવાર્તાઓ નાટિકાઓ, નિબંધો, રેખાચિત્રો. જીવનચરિતો એમ સાહિત્યના વિવિધ પ્રકારનો આ વ ચનમાળામાં સમાવેશ કરવામાં આવ્યો છે. આ ઉપરાંત બાળકને શાળામાં અપાતા વિવિધ વિષયોના જ્ઞાનમાં રસ ઉત્પન્ન થાય એ દૃષ્ટિએ વિષયનું વૈવિધ્ય જાળવવાનો પ્રયાસ પણ થયો છે.

જૂની વાચનમાળાઓમાં કેટલીક ઊણપો હોવા છતાં, એમાં ઘણાં સારાં તત્ત્વો હતાં એ આજે ઘણા શિક્ષકો સ્વીકારશે. સમયજન્ય જીવનમાં પરિવર્તન અને વિકાસની જરૂરિયાતો યોગ્ય સુધારાવધારા વગર એ પૂરી ન કરી શકે એ દેખીતું જ છે. અને સરકારી કેળવણીખાતાએ એનું પ્રકાશન પણ બંધ કર્યું છે. એ વાચનમાળામાં ઇષ્ટ તત્ત્વો આ નવી વાચનમાળામાં આણવા સંપાદકોએ યથાશક્તિ પ્રયાસ કર્યો છે. સ્વાધ્યાય માટે પ્રત્યેક પાઠને અંતે સંખ્યાબંધ પ્રશ્નો આપવામાં આવ્યા છે, વ્યાકરણના શિક્ષણમાં તેમ જ વિદ્યાર્થીની સ્વતંત્ર લેખન પ્રવૃત્તિમાં ઉપયોગી થઈ પડે એવી સૂચનાઓનો પણ એમાં સમાવેશ કરવામાં આવ્યો છે. જ્યાં જ્યાં શક્ય હતું ત્યાં ચિત્રો કે આકૃતિઓ દ્વારા બાળકની વિશેષ નિકટ જવાનો પ્રયાસ પણ કરવામાં આવ્યો છે. અને પુસ્તકને અંતે અઘરા શબ્દો, ઐતિહાસિક પાત્રો કે પ્રસંગો, ભૌગોલિક સ્થાનો, કે બાળકને અપરિચિત એવા વિચારો ને વિષયોની સમજુતી પણ આપવામાં આવી છે.

બાળકની લખવા વાંચવા કે વિચાર કરવાની પ્રવૃત્તિનો વિકાસ સાધવામાં, તેને ભવિષ્યમાં આપણા સાહિત્યની ઉત્તમ કૃતિઓનો રસાસ્વાદ કરવાના કાર્યમાં પ્રેરવામાં, જીવન અને જગતના વિવિધ અનુભવો અને વિષયો સમજવામાં ને તેને સચોટ ને સુંદર ભાષાદ્વારા વ્યક્ત કરવામાં આ વાચનમાળા થોડેવત્તે અંશે પણ સાધનભૂત થઈ પડશે તો અમે અમારો આ પ્રયાસ અફળ ગયો નહીં લેખીએ.

માર્ગદર્શન ઉપર નજર નાખતાં જ જણાશે કે દરેક પાઠમાં આવતા નવા શબ્દોનું પ્રમાણ ન વધી પડે એ તરફ સંપાદકોએ ખૂબ લક્ષ આપ્યું છે.

આ વિષે શિક્ષકભાઈબહેનોને એટલું જ સૂચન કરવાનું કે શકય હોય ત્યાં જુદી જુદી રીતે એ શબ્દોનો વાકયોમાં ઉપયોગ કરી બતાવી વિદ્યાર્થીના મનમાં એનો અર્થ અને ભાવ ઉતારવા પ્રયત્ન થવો જોઈએ. આથી સમજ વગરની ગોખવાની પદ્ધતિનું અનિષ્ટ ટળી જશે અને વિદ્યાર્થીનો નીરસ શ્રમ પણ ઘણે અંશે ઓછો થશે.

એકંદરે આ પુસ્તકના ૨૨૦ પાનાં છે. એ બધાનો એક વર્ષના ગાળામાં વિગતવાર અભ્યાસ શકય નથી પરંતુ શિક્ષકો અને વિદ્યાર્થીઓને પસંદગીનો અવકાશ મળે એટલા માટે જોઈએ તે કરતાં વિશેષ વસ્તુ આપવું યોગ્ય ધાર્યું છે. જેટલા પાઠનો વિગતવાર અભ્યાસ વર્ગમાં ન થઈ શકે એમ હોય તેનો ઉપયોગ ત્વરિત વાચનમાં કરવાથી પણ વિદ્યાર્થીને ઘણો લાભ થશે અને ત્વરિત વાચન માટે વપરાતા જુદા પુસ્તકની જરૂર નહીં રહે. કેટલાંક કાવ્યો વિદ્યાર્થીઓ ગાઈ શકે અને તેનો મુખપાઠ કરી શકે એ હેતુને પ્રધાન ગણી મૂકવામાં આવ્યાં છે. શિક્ષકો કે વિદ્યાર્થીઓ જ એની પસંદગી કરે એ ઈષ્ટ છે. એ ઉપરાંત જે નાટકોનો આ પુસ્તકમાં સમાવેશ કરવામાં આવ્યો છે. તે વર્ગમાં અગર શાળાની સભામાં કે ઉત્સવમાં વિદ્યાર્થીઓ ભજવી શકે એ હેતુ લક્ષમાં રાખી મુકાયાં છે. શિક્ષણને વિશેષ રસમય, વાસ્તવિક અને ચિરસ્થાયી બનાવવા માટે આ નાટકો વિદ્યાર્થીઓ ભજવે એ અમને આવશ્યક લાગે છે.

આપણા જાણીતા કળાકાર શ્રી. ભાનુ સ્માર્તે આ પુસ્તકને લગતાં અનેક ચિત્રો દોરી પુસ્તકને આકર્ષક અને ઉપયોગી બનાવવા માટે જે અથાગ મહેનત કરી છે તે માટે અમે તેમના આભારી છીએ.

અને છેવટે, ત્રણ વર્ષ પૂર્વે ઘડાએલી આ વાચનમાળાની યોજનાને મૂર્ત સ્વરૂપ આપનાર, અને જેના આગ્રહ અને સાહસને લીધે આ વાચનમાળા માત્ર યોજના મટી, આ સ્વરૂપમાં ગુજરાતના કિશોર–કિશોરીઓ સમક્ષ મુકાય છે તે, ધી જનરલ બુક ડીપોના વ્યવસ્થાપક શ્રી. પરમાણંદનો પણ આભાર માનવાનું કેમ ભુલાય !

ધી મોડર્ન સ્કૂલ,
સિક્કાનગર, મુંબઈ–૪.
૧૫ મી એપ્રિલ ૧૯૪૧

સંપાદકો

# અનુક્રમ

| વિષય | | પૃષ્ઠ |
|---|---|---|

૧

# હિંદ પર આશીર્વાદ



[ ' કાંત ' નામથી ગુજરાતમાં ઘણા પ્રિય બનેલા કવિનું સાચું નામ તો મણિશંકર રત્નજી ભટ્ટ હતું. તેમનો કાવ્યસંગ્રહ ' પૂર્વાલાપ ' નામે પ્રગટ થયો છે અને આજ સુધીમાં ઘણો લોકપ્રિય બન્યો છે. તેમનાં કાવ્યોમાં શબ્દોની અને ભાવની સુંદરતા એવી ગૂંથાયેલી હોય છે કે આપણે વાંચતાં મુગ્ધ થઈ જઈએ. તેમણે નાટકો અને બીજું ઘણું સાહિત્ય લખ્યું છે. તેમને ખ્રિસ્તી ધર્મ તરફ બહુ જ પ્રેમ હતો અને જીવનમાં તેમણે એક વાર તો એ ધર્મનો સ્વીકાર પણ કરેલો. તે પછી પાછો આર્યધર્મ એમણે સ્વીકાર્યો હતો. એમનું હૃદય ઘણું કોમળ અને સ્વજનો તથા મિત્રો માટે પ્રેમથી ભરેલું હતું. આ કાવ્યમાં એમની દેશપ્રેમની લાગણીનો પરિચય તમને થશે. કેવી સરળતાથી એમણે પરમાત્માના આશીર્વાદની માગણી કરી છે ! ]

ઉતારો જી અમ દેશે ઈશ્વર આશીર્વાદ.
બાંધવ દેશ થયા જાગૃત સૌ:
એક રહી અમ દાદ!
ઉતારો જી અમ દેશે ઈશ્વર આશીર્વાદ.

શતકો વીત્યાં ભર નિદ્રામાં,
કીધો પૂર્ણ પ્રમાદ;
પૂર્વજની ઉજ્જ્વલ કીર્તિની
ન કરી સાચી યાદ! ઉતારો૦

જીવનવિગ્રહને નવ સમજ્યા,
કરતાં નિષ્ફળ વાદ:
આજ કરી કરુણા નવ યુગનો
નવલ સુણાવો નાદ! ઉતારો૦

## અભ્યાસ

૧. આ કાવ્યમાં શાની માગણી કરવામાં આવી છે?
૨. આપણાં વરસો નિદ્રામાં કેમ ગયાં?
૩. આ કાવ્ય કોને ઉદ્દેશીને લખવામાં આવ્યું છે?
૪. છેલ્લી લીટીમાં ખાસ શી યાચના રહેલી છે?
૫. નીચે આપેલા શબ્દો વાપરી વાક્યો બનાવો:
પ્રમાદ, વિગ્રહ, નિષ્ફળ, નાદ.
૬. નીચેના શબ્દોના અર્થ બરાબર સમજાવો:
શતકો, પૂર્વજ, નવલ, ઉજ્જ્વલ.

## ૨

# તોફાનના ભણકારા

[ ગાંધીજીનો પરિચય કરાવવાનો તે હોય? તેમને કોણ નથી ઓળખતું? એમણે હિંદુસ્તાન માટે શું શું કર્યું છે તે ગણાવવા બેસતાં પણ ગ્રંથો લખવા પડે. નાત જાત, કોમ કોમ, પહેરવેશ, ભાષા, રીતરિવાજ, રહેણીકરણી, નીતિ રીતિ વગેરે અનેક બાબતમાં જાતજાતના ભેદોથી ભરેલા આપણા દેશમાં એમણે જે એકતા જાગૃત કરી છે તે એમના જીવનનું મોટામાં મોટું કાર્ય લેખાવું જોઇએ. એમને મન તો સત્ય એ જ પરમેશ્વર છે. એટલે જે કાંઇ બોલે કે લખે તેમાં સત્ય જ હોય. ગુજરાતી ભાષા આજે એમનાં અનેક લખાણોથી સમૃદ્ધ બની છે. એમની ‘આત્મકથા’ તો જગતભરમાં રસથી વંચાઈ છે. અહીં પ્રવાસ દરમિયાનના એક પ્રસંગનું વર્ણન આપવામાં આવ્યું છે. એ પોતે તો ઇશ્વરમાં અજબ શ્રદ્ધા ધરાવે છે એટલે જે તોફાનનો અહીં પ્રસંગ છે તેમાં એમની શ્રદ્ધા તો જીવતી જાગતી અને અખંડ જ રહે છે. કેવી સરળતાથી, સહેજ પણ આડંબર વિના ગાંધીજી પોતાને કહેવું હોય તે કહે છે! એથી તો આજે હિંદના હૃદય ઉપર એમણે પ્રભુત્વ મેળવ્યું છે. ]

કુટુંબ સહિત દરિયાની આ મારી પહેલી મુસાફરી હતી. મેં ઘણી વેળા લખ્યું છે કે હિંદુ સંસારમાં વિવાહ બાળવયે થતા હોવાથી અને મધ્યમ વર્ગના લોકોમાં મોટે ભાગે પતિ સાક્ષર અને પત્ની નિરક્ષર એવી સ્થિતિ હોય છે તેથી, પતિપત્નીના જીવન વચ્ચે અંતર રહે છે અને પતિએ પત્નીના શિક્ષક બનવું પડે છે. મારે મારી ધર્મપત્નીના ને બાળકોના પોશાકની, ખાવા-પહેરવાની તેમ જ બોલચાલની સંભાળ રાખવી રહી હતી. મારે તેમને રીતભાત શીખવવી રહી હતી. કેટલાંક સ્મરણો મને અત્યારે ય હસાવે છે. હિંદુ પત્ની પતિપરાયણતામાં પોતાના

ધર્મની પરાકાષ્ઠા માને છે; હિંદુ પતિ પોતાને પત્નીનો ઈશ્વર માને છે. એટલે પત્નીએ જેમ તે નચાવે તેમ નાચવું રહ્યું.

જે સમય વિષે હું લખી રહ્યો છું તે સમયે હું માનતો કે સુધરેલા ગણાવાને સારુ અમારો બાહ્યાચાર બને ત્યાં લગી યુરોપિયનને મળતો હોવો જોઈએ, આમ કરવાથી જ પો પડે ને પો પડ્યા વિના દેશસેવા ન થાય.

તેથી પત્નીનો અને બાળકોનો પોશાક મેં જ પસંદ કર્યો. બાળકો વગેરેને કાઠિયાવાડના વાણિયા તરીકે ઓળખાવવાં તે કેમ સારું લાગે? પારસી વધારેમાં વધારે સુધરેલા ગણાય. એટલે, જ્યાં યુરોપિયન પોશાકનું અનુકરણ અઠીક જ લાગ્યું ત્યાં પારસીનું કર્યું. પત્નીને સારુ સાડીઓ પારસી બહેનો પહેરે છે તેવી લીધી; બાળકોને સારુ પારસી કોટપાટલૂન લીધાં. બધાંને બૂટમોજાં તો જોઈએ જ. પત્નીને તેમ જ બાળકોને બંને વસ્તુ ઘણા માસ લગી ન ગમી. જોડા કઠે, મોજાં ગંધાય, પગ કુગાય, આ અડચણોના જવાબ મારી પાસે તૈયાર હતા. જવાબની યોગ્યતા કરતાં હુકમનું બળ તો વધારે હતું જ. એટલે લાચારીથી પત્નીએ તેમ જ બાળકોએ પોશાકના ફેરફાર સ્વીકાર્યા. તેટલી જ લાચારીથી અને એથી યે વધુ અણગમાથી ખાવામાં છરીકાંટાનો ઉપયોગ કરવા માંડ્યો. જ્યારે મારો મોહ ઊતર્યો ત્યારે વળી પાછો તેમણે બૂટમોજાં, છરીકાંટા ઈત્યાદિનો ત્યાગ કર્યો. ફેરફારો જેમ દુઃખકર્તા હતા તેમ ટેવ પડ્યા પછી તેનો ત્યાગ પણ દુઃખકર હતો. પણ અત્યારે હું જોઉં છું કે અમે બધાં સુધારાની કાંચળી ઉતારીને હળવાં થયાં છીએ.

આ જ સ્ટીમરમાં કેટલાંક બીજાં સગાં તેમ જ ઓળખીતાં પણ હતાં. તેમના તેમ જ ડેકના બીજા ઉતારુઓના પરિચયમાં

પણ હું ખૂબ આવતો. અસીલ ને વળી મિત્રની સ્ટીમર એટલે ઘરના જેવી લાગતી અને હું દરેક જગ્યાએ છૂટથી ફરી શકતો.

સ્ટીમર બીજાં બંદર કર્યાં વગર નાતાલ પહોંચવાની હતી, એટલે માત્ર અઢાર દિવસની મુસાફરી હતી. કેમ જાણે અમને પહોંચતાં વેંત ભાવી તોફાનની ચેતવણી આપવી ન હોય, તેમ અમારે પહોંચવાને ત્રણ કે ચાર દિવસ બાકી હતા એવામાં દરિયામાં ભારે તોફાન ઊપડ્યું. આ દક્ષિણના પ્રદેશમાં ડિસેંબર માસ ગરમીનો અને ચોમાસાનો સમય હોય છે, એટલે દક્ષિણ સમુદ્રમાં આ દિવસોમાં નાનાં મોટાં તોફાન હોય જ. તોફાન એવું તો સખત હતું અને એટલું લંબાયું કે મુસાફરો ગભરાયા.

આ દૃશ્ય ભવ્ય હતું. દુઃખમાં સૌ એક થઈ ગયા. ભેદ ભૂલી ગયા. ઈશ્વરને હૃદયથી સંભારવા લાગ્યા. હિંદુ મુસલમાન બધા સાથે મળી ઈશ્વરને યાદ કરવા લાગ્યા. કોઈએ માનતાઓ માની. કપ્તાન પણ ઉતારુઓની સાથે ભળ્યા ને સૌને આશ્વાસન આપી કહ્યું કે, જો કે તોફાન તીખું ગણાય તેવું હતું, તો પણ તેના કરતાં ઘણાં વધારે તીખાં તોફાનોનો પોતાને અનુભવ થયો હતો. સ્ટીમર મજબૂત હોય તો એકાએક ડૂબતી નથી. ઉતારુઓને તેમણે આવું ઘણું સમજાવ્યું, પણ એથી ઉતારુઓને કરાર ન વળે. સ્ટીમરમાં અવાજો તો એવા થાય કે જાણે હમણાં ક્યાંકથી તૂટશે, હમણાં ગાબડું પડશે. ગોથાં એવાં ખાય કે હમણાં ઊથલી પડશે એમ લાગે. ડેક ઉપર તો કોઈ રહી જ શેનું શકે? 'ઈશ્વર રાખે તેમ રહેવું' એ સિવાય બીજો ઉદ્‌ગાર નહોતો સંભળાતો.

મને સ્મરણ છે તે પ્રમાણે, આવી ચિંતામાં ચોવીસ કલાક વીત્યા હશે. છેવટે વાદળ વીખરાયું. સૂર્યનારાયણે દર્શન દીધાં. કપ્તાને કહ્યું: 'તોફાન ગયું છે.'

લોકોના ચહેરા ઉપરથી ચિંતા દૂર થઈ ને તેની જ સાથે ઈશ્વર પણ અલોપ થઈ ગયો! મોતનો ડર ભૂલાયો તેની જ સાથે ગાનતાન, ખાનપાન શરૂ થયાં. માયાનું આવરણ પાછું પડ્યું. નિમાજ રહી, ભજનો રહ્યાં, પણ તોફાન ટાણે તેમાં જે ગાંભીર્ય દેખાયું હતું તે ગયું!

પણ આ તોફાને મને ઉતારુઓની સાથે ઓતપ્રોત કરી મૂક્યો હતો. એમ કહી શકાય કે, મને તોફાનનો ભય નહોતો અથવા તો ઓછામાં ઓછો હતો. લગભગ આવાં તોફાન મેં અગાઉ અનુભવ્યાં હતાં. મને દરિયો લાગતો નથી, ફેર આવતા નથી; તેથી હું ઉતારુઓમાં નિર્ભય થઈ ફરી શકતો હતો, તેમને આશ્વાસન આપી શકતો હતો, અને કપ્તાનના વરતારા સંભળાવતો હતો. આ સ્નેહગાંઠ મને બહુ ઉપયોગી થઈ પડી.

અમે ૧૮ મી કે ૧૯ મી ડિસેંબરે ડરબનના બારામાં લંગર કર્યું. 'નાદરી' પણ તે જ દહાડે પહોંચી.

ખરા તોફાનનો અનુભવ તો હજુ હવે થવાનો હતો.

## અભ્યાસ

૧. આ લખાયું ત્યારે બાહ્યાચાર વિશે ગાંધીજીની શી માન્યતા હતી?
૨. ગાંધીજીએ પોતાની પત્ની અને બાળકોના પોષાકમાં શા ફેરફારો કર્યા?
૩. મુસાફરો પર તોફાનની શી અસર થઈ?
૪. તોફાન જતું રહ્યું તે પછી કેવી સ્થિતિ પ્રવર્તી?
૫. કયા ખરા તોફાનના અનુભવની પાહને અંતે–છેલ્લી લીટીમાં આગાહી કરવામાં આવી છે?
૬. તમે જોયેલા કોઈ પણ તોફાનનું વર્ણન કરો.

## ૩

# હોળી



[ હોળી વિશેનો આ પાઠ શ્રીયુત જ્યોતીન્દ્ર દવેનો લખેલો છે. ગુજરાતના હાસ્યરસના લેખકોમાં તેમનું નામ બહુ જાણીતું છે. ગમે તેવી સાદી વાત હોય તો પણ એમને મોઢેથી તમે સાંભળો તો જરૂર હસવું આવે. રંગતરંગ નામના ગ્રંથમાં તેમના હાસ્યરસના લેખોનો સંગ્રહ છે. ગુપ્તાનું નામ રાખીને તેમણે રમૂજ અને કટાક્ષથી ભરેલી નોંધપોથી પણ લખી છે. શ્રી. ધનસુખલાલ મહેતાની સાથે મળીને તેમણે સુરતના લોકોના જીવનનો સરસ ચિતાર આપતું ' અમે બધાં ' નામનું પુસ્તક લખ્યું છે. બોલવામાં અને ભાષણ કરવામાં તેમની કુશળતા અજબ છે. આ પાઠ વાંચીને તમને પણ હોળીના તહેવારમાં મજા કરવાનું મન થઈ આવે એવું છે. હોળીની મસ્તીને પણ તેઓએ નકામી નથી ગણી. અને બાળકોના જીવનમાં તો મસ્તી જોઈએ જ ને ! ]

"હોળૈયા રે !"
"ઓ રે !"
"હું બોલાવું તેમ બોલશો કે ?"
"હા રે !"
"રાધે ગોવિંદ રાધે."
"શીરાપુરી ખાજે."
"શીરાની તો વાર છે."
"પુરી તો તૈયાર છે."

હોળીચકલે નાનામોટા છોકરાઓ ભેગા થયા છે. સૌમાં નાયક જેવો દેખાતો એક છોકરો બીજા હોળૈયાને બોલાવે છે ને તેઓ એને જવાબ દે છે. એટલામાં ત્યાંથી બીજા મહોલ્લાનો કોઈ પુરુષ પસાર થાય છે. 'કાકા, હોળીનું દોઢિયું. કાકા, હોળીનું દોઢિયું.' કરતાં બધા છોકરાઓ એને વીંટળાઈ વળે છે. થોડીક રકઝક પછી એ ગૃહસ્થ છોકરાના હાથમાં પૈસો મૂકે છે. નાયક 'હોળી માતકી જે!' બોલાવે છે, જે છોકરાઓ ઝીલી લે છે. થોડી વાર પછી બીજા ગૃહસ્થ ત્યાંથી પસાર થતા જણાય છે. છોકરાઓ એની પાસેથી પણ 'કાકા, હોળીનું દોઢિયું' કહી પૈસો માંગે છે. 'જાઓ, ચાલી જાઓ. પૈસો બૈસો મારી પાસેથી નહીં મળે' એ ગૃહસ્થ કહે છે. છોકરાઓ આગ્રહ કરે છે. એ ગૃહસ્થ ના જ પાડ્યા કરે છે. છોકરાઓ એને થોડી ઘણી સંભળાવે છે. ગૃહસ્થ ખિજવાઈને છોકરાઓને મારવા જાય છે. છોકરાઓ દોડીને વીખરાઈ જાય છે, અને આઘેથી એના પર કાદવનો મારો ચલાવે છે ને એની હુરિયો બોલાવે છે.

આજથી વીસ પચીસ વર્ષ પહેલાં સુરત જેવા શહેરમાં હોળીના દિવસોમાં ચકલે ચકલે આ જાતનાં દૃશ્યો સામાન્ય રીતે

દેખાતાં. શહેરમાં દરેક મહોલ્લાને નાકે હોળીની સ્થાપના કરવામાં આવતી. હોળીચકલે મહોલ્લાનાં બાળકો ને કિશોરો ભેગાં થતાં. જતા આવતા પુરુષો પાસેથી પૈસો પૈસો ઉઘરાવી, તથા મહોલ્લાવાળાઓ પાસેથી અમુક રકમ ભેગી કરી હોળી માટે પૈસા ભેગા કરતા. રાતે લોકો ઊંઘતા હોય ત્યારે છાનામાના લાકડું અથવા બળતણ તરીકે ખપ લાગે એવી કોઈ વસ્તુ ઉપાડી લાવી અને કોઈક કોઈક વાર તો જાજરૂના બારણાં કે બારી જેવી વસ્તુ પણ ચોરી લાવી હોળી માટે બાળવાનાં સાધનો ભેગાં કરતા.

હોળીના દિવસોમાં મારામારી પણ પુષ્કળ થતી. એક ચકલાના હોળૈયા બીજા ચકલાની હોળી ઓળંગી જવા તૈયાર થતા. પોતાની હોળી બીજા મહોલ્લાવાળા ઓળંગી જાય તો પોતે હાર્યા ગણાય એમ માની એ હોળૈયાઓ સામે થતા. આમ બંને હોળીવાળાઓના લશ્કરો વચ્ચે યુદ્ધની શરૂઆત થતી. યુદ્ધમાં ચાબુક, લાકડી ને પથરાનો ઉપયોગ થતો. કેટલીક વાર તો બાફેલાં વેગણો પણ એક બીજા પર દૂરથી ફેંકવામાં આવતાં. આવી લડાઈઓ કરવાની ન હોય ત્યારે હોળૈયાઓ ક્યાંકથી વાંસદોરી લઈ આવી ઠાઠડી બાંધી મહોલ્લામાંના કોઈક માણસના નામનો કૂકવો મૂકતા, તેના ઘર આગળ જઈ ઠાઠડી ઉતારતા ને ત્યાં બેસી એના નામની પોક મૂકતા. છોકરીઓ એના ઘર આગળ ભેગી થઈ કૂટતી. એ માણસ ખિજવાઈને ગાળો દેતો અને છોકરાંઓ વધારે રંગમાં આવી એનો ‘ રામબોલો ’ બોલાવતાં. આખરે થાકીને બંને પક્ષ પોતપોતાને સ્થાને પાછા જતા.

હોળીના દિવસોમાં અનેકને ઈજા થતી તથા બહુ અશ્લીલ અને બીભત્સ શબ્દો બોલવામાં આવતા તેથી કેળવાયેલા લોકોએ આ જાતની રમતનો સખ્ત વિરોધ કર્યો અને આજે હવે આ પ્રકારની રમતગમતો બંધ થઈ ગઈ છે.

આપણા બધા તહેવારોમાં હોળીનો તહેવાર ખાસ જુદો તરી આવે છે. જન્માષ્ટમી, ગણેશચતુર્થી, નવરાત્રિ વગેરે તહેવારો ધાર્મિક છે. દેવદેવીનાં સ્મરણ તથા પૂજા એ એ તહેવારોનું મુખ્ય અંગ હોય છે પણ હોળીના દિવસો એટલે આનંદના, તોફાનના, ને મજાકના દિવસો. એ દિવસોમાં નાનાંમોટાં, સ્ત્રીપુરુષ બધાં ભેગાં મળી શરમ ને સંકોચ છોડી મોકળે મને આનંદ કરે છે. પિચકારીઓમાં રંગ ભરી તે વડે એકબીજાને ભીંજવે છે, ગુલાલ ઉડાડી માણસોને, એનાં કપડાંને ને વાતાવરણને લાલ બનાવી મૂકે છે ને એ રીતે આવી પ્રજા આખા વરસનો થાક ઉતારી તાજી થાય છે.

હોળીનો ઉત્સવ એટલે વસંત ઋતુનો ઉત્સવ. વસંતમાં કુદરત નવે સ્વરૂપે આવતી હોય એમ દેખાય છે. પાનખરમાં પાંદડાં વગરનાં થઈ ગયેલાં વૃક્ષો ફરી પાછાં નવાં પલ્લવ ધારણ કરે છે અને તે જ પ્રમાણે મનુષ્યો પણ જાણે કુદરત પાસેથી ફરી તાજગી મેળવી આનંદ ને ઉત્સવની ધૂમ મચાવે છે.

હોળીમાં બધા ભેદભાવ વિસરાઈ જાય છે. ગમે તેવા મોટા માણસો પણ પોતાની મોટાઈ થોડો વખત ભૂલી જઈ સૌની સાથે સમાન ભાવે હોળીનો આનંદ માણવા ભળે છે. સામાન્ય રીતે શરમ ને લાજમર્યાદામાં રહેતી સ્ત્રીઓ પણ હોળીના દિવસોમાં પુરુષવર્ગ સાથે છૂટથી ભળે છે ને ગુલાલ તથા પિચકારી વડે આસપાસનાંને ને વાતાવરણને ‘ રંગીલાં ’ બનાવે છે.

સામાન્ય રીતે હિંદુઓમાં સર્વત્ર હોળીનો તહેવાર પળાય છે. પણ ગુજરાત તથા મારવાડમાં એનું મહત્ત્વ ઘણું લેખવામાં આવે છે. પૈસા કમાવા બહાર ગામ ગયેલો મારવાડી કહે છે કે ‘ દિવાળી તો અઠેકઠે, પણ હોળી તો ઘરે ’ એટલે દિવાળીના તહેવાર તો ગમે ત્યાં બહાર ગામ પણ ઊજવી શકાય, પણ હોળી માટે તો ઘેર ગયા વગર છૂટકો જ નહીં.

હોળીનો આનંદ એટલે નિર્મળ આનંદ. એમાં કોઈ જાતનું સમાજના નિયમ વગેરેનું બંધન નહીં; લાજમર્યાદાનો સંકોચ નહીં; નાનામોટાના ભેદભાવ નહીં. એ આનંદ સામુદાયિક એટલે બધા ભેગાં મળીને લઈ શકે છે અને તેથી એ આનંદનું મૂલ્ય વધી જાય છે. આનંદ જેમ વહેંચાય છે તેમ વધે છે.

આજે હોળીનો ઉત્સવ ફિક્કો પડી ગયેલો લાગે છે, કારણ કે આપણે પોતે નિર્બળ થઈ ગયા છીએ. જે પ્રજા પોતાના આનંદ ઉત્સવ પણ માણી શકતી નથી, તે પ્રજાની તાકાત ઓછી થતી જાય છે. ભલે આપણે અશ્લીલ અને ત્રાસદાયક તોફાનોનો ત્યાગ કરીએ, પણ અસલ જે રીતે આપણે હોળી ઊજવતા તેમાંથી ઘણું અત્યારે ફરી ચાલુ કરવા જેવું છે, આપણી થાકી ગયેલી પ્રજાનો થાક ઉતારી તેને નવેસરથી જીવનની તાજગી બક્ષવા આ જાતના તહેવાર ઉજવાવવા જરૂરના છે એમ કોઈને પણ લાગ્યા વિના નહીં રહે. કવિએ ગાયું છે, ‘ફાગન કે દિન ચાર’—હોળીના ચાર જ દહાડા છે. ખરી વાત. છે તો દહાડા ચાર જ. પણ એ જો બરાબર ઊજવાય તો આખા વરસ માટેનું ભાથું પૂરા પાડે એવા છે.

### અભ્યાસ

૧. તમે જ્યાં રહો છો તે સ્થળમાં હોળીનો તહેવાર કેવી રીતે ઊજવવામાં આવે છે ?
૨. હોળીનો તહેવાર બીજા તહેવારોથી કઈ રીતે જુદો પડે છે ?
૩. હોળીના તહેવારમાં તમે શું શું કરો છો તે જણાવો.
૪. તહેવારો ઊજવવાથી આપણને શા લાભ થાય છે ?
૫. આપણા દેશમાં બીજા ક્યા ક્યા તહેવારો ઊજવાય છે તે જણાવો.
૬. ‘હોળીનું નાળિયેર’ એ પ્રયોગ વાપરી વાક્ય બનાવો.
૭. ‘આપણા તહેવારો’ એ વિષે વીશેક લીટીમાં નિબંધ રૂપે તમારા વિચારો જણાવો.

૪

# દેશના દાદા



[ આપણા દેશમાં અત્યારે અનેક દેશનેતાઓ છે. અત્યાર પહેલાં પણ બીજા ઘણા દેશનેતાઓ થઈ ગયા, જેમનાં નામ આજે અમર બનેલાં છે. એવાં અમર નામોમાં દાદાભાઈ નવરોજીનું નામ તો બધાના સ્મરણમાં હશે. સ્વરાજ્ય શબ્દને હિંદમાં પ્રચલિત કરનાર અને ગજવનાર, તેમ જ ઈંગ્લંડની પાર્લામેંટમાં દાખલ થઈને હિંદની સ્વતંત્રતા માટે લડનાર હિંદના એ દાદાને કોણ નહીં ઓળખતું હોય? આ પાઠમાં દાદાભાઈનો પરિચય શ્રી. અમીદાસ કાણકિયાએ આપ્યો છે. શ્રી. કાણકિયાને 'દીપશિખા'ના કવિ તરીકે અને આ વાચનમાળાના સંપાદકોમાંના એક તરીકે તો તમે ઓળખતા જ હશો. દેશનેતાઓનાં જીવન આપણને અનેક રીતે પ્રેરણા આપનાર બને છે. આ જીવનમાંથી પણ તમને કંઈક પ્રેરણા તો મળવી જ જોઈએ. ]

આપણા દેશની સ્વતંત્રતાની લડતના ઇતિહાસમાં ઈ. સ. ૧૯૦૬ નું વરસ યાદગાર રહેશે. બંગ દેશના ભાગલા પાડવામાં આવતાં આખા હિંદમાં પરદેશી માલના બહિષ્કારની પ્રવૃત્તિનો આરંભ થયો. સ્વદેશીનો પ્રચાર થવા લાગ્યો. લોકોએ સ્વદેશીની

પ્રતિજ્ઞા લીધી. અપૂર્વ જાગૃતિનાં આંદોલન દેશભરમાં જાગ્યાં. રાષ્ટ્રીય મહાસભાની બાવીશમી બેઠક એ વરસે કલકત્તામાં ભરવામાં આવી. તેના પ્રમુખપદેથી દાદાભાઈએ સ્વરાજ્યનો મહામૂલો મંત્ર પહેલી વાર આપણા દેશને સંભળાવ્યો. બ્યાશી વર્ષના એ વયોવૃદ્ધ દેશનેતાએ જાહેર કર્યું, 'સ્વતંત્રતા એ આપણો જન્મસિદ્ધ હક્ક છે. આપણા દેશનો રાજવહીવટ આપણા જ હાથમાં હોવો જોઈએ. એ વિના દેશની સાચી પ્રગતિ થવી અસંભવિત છે. આપણે કોઈની મહેરબાની માગતા નથી. આપણે કેવળ ન્યાય માગીએ છીએ–સ્વરાજ્ય માગીએ છીએ.'

આ રીતે આપણા દેશ સમક્ષ સ્વતંત્રતા અને સ્વરાજ્યનો આદર્શ પ્રથમ રજૂ કરનાર આ મહાપુરુષનો જન્મ ઈ. સ. ૧૮૨૫ના સપ્ટેંબર મહિનાની ચોથી તારીખે મુંબઈમાં થયો હતો. તેમના પિતાનું નામ નવરોજી અને માતાનું નામ માણેકબાઈ હતું. ચાર વર્ષના દાદાભાઈ થયા ત્યાં તો તેમના પિતા ગુજરી ગયા. બાળકને ભણાવવાની બધી જવાબદારી માણેકબાઈ પર આવી પડી. સુશીલ માતાએ બાળકના મનમાં ઉચ્ચ સંસ્કારનાં બીજ વાવ્યાં. સત્ય, સ્વાશ્રય, ખંત વગેરે ઉત્તમ ગુણો માતાના સદુપદેશથી તેમનામાં વિકાસ પામ્યા. સાદા જીવનની મહત્તા તે નાનપણથી સમજતા થયા હતા અને સખત કામ કરતાં કદી પણ કંટાળતા નહીં. મોટા થયા ત્યારે દાદાભાઈ કહેતા કે મારી સઘળી સફળતાનો યશ મારી માને ઘટે છે. અભ્યાસમાં એમની એકાગ્રતા જોઈ તેમના શિક્ષકો ઘણા ખુશ થતા. નિશાળમાં શીખવાતાં પુસ્તકો ઉપરાંત દાદાભાઈ જુદા જુદા વિષયોનાં બીજાં પુસ્તકો વાંચતા અને પોતાનું જ્ઞાન વધારતા. એક વાર કોઈ વિદેશી મહિલા તેમની નિશાળના ઈનામી મેળાવડામાં ભાગ લેવા આવી હતી. તે વખતે વિદ્યાર્થીઓને

વિવિધ પ્રશ્નો પૂછવામાં આવ્યા. વિશાળ ભાલવાળા ને તેજસ્વી આંખોવાળા આ ચપળ પારસી બાળકે એવા સરસ જવાબ આપ્યા કે પેલી બાઈ તો બાળકની બુદ્ધિ જોઈ અંજાઈ ગઈ ને તેણે પોતાના 'પશ્ચિમ ભારત' નામના એક પુસ્તકમાં એ વિદ્યાર્થીનાં ખૂબ વખાણ કર્યાં. અંગ્રેજી નિશાળમાં તેમને વારંવાર ઈનામો મળતાં. વીશ વરસની વયે તેમનો અભ્યાસ પૂરો થયો. એમની શક્તિ જોઈ એક અંગ્રેજ ગૃહસ્થે વિલાયત જઈ આગળ અભ્યાસ કરવા માટે અડધો ખર્ચ આપવાની મરજી બતાવી; પણ પારસી કોમ તરફથી બીજા અડધા ભાગની સગવડ ન મળવાથી તે વધુ અભ્યાસ કરવા વિલાયત જઈ ન શક્યા.

ઈ. સ. ૧૮૫૪ માં દાદાભાઈ એલ્ફિન્સ્ટન વિદ્યાલયના ગણિતના મુખ્ય અધ્યાપક નિમાયા. આ પદ પર આવનાર તે પહેલા હિંદી હતા. ગણિતમાં પ્રવીણતા મેળવવા માટે તેમને સોનાનો ચાંદ એનાયત કરવામાં આવ્યો. દાદાભાઈને શિક્ષણમાં ઘણો રસ પડતો. તે વિદ્યાર્થીવર્ગમાં દેશસેવાની ભાવના વિકસાવતા. થોડા વખતમાં તે ખૂબ લોકપ્રિય થઈ પડ્યા. તે ઘણી વાર કહેતા કે લોકોના પૈસે હું ભણ્યો તેથી લોકોની સેવા કરવી તે મારી ફરજ છે. આ ફરજ તેમણે શી રીતે બજાવી? ગરીબો માટે તેમણે નિશાળો તેમ જ કન્યશાળાઓ કાઢી, જ્ઞાન–પ્રસારક મંડળીની સ્થાપના કરી અને રાસ્ત ગોફ્તાર અથવા સત્યપ્રકાશ નામે એક પત્ર શરૂ કરી તેમણે આમજનતામાં જાગૃતિ આણવા પ્રયાસ કર્યો.

ઈ. સ. ૧૮૫૫ માં તે કામા કંપનીના ભાગીદાર બની વેપાર નિમિત્તે વિલાયત ગયા. ત્યાં તેમણે વરસો સુધી હિંદના હકો માટે લડત ચલાવી. સિવિલ સર્વિસ માટે પસંદગીનું ધોરણ રદ કરી જાહેર પરીક્ષા રાખવાનો સરકારે તેમના અનેક પ્રકારના પ્રયાસને

પરિણામે ઠરાવ કર્યો. હિંદમાં પણ એવી પરીક્ષા લેવાવી જોઈએ તેવી તેમણે ઝુંબેશ ઉપાડી. સરકારને આખરે આ દરખાસ્તને સ્વીકારવી પડી. દાદાભાઇએ ઈસ્ટ ઇન્ડિયા એસોસિએશન નામે એક મોટી સભા સ્થાપી. આ સભા દ્વારા દાદાભાઇએ હિંદની સાચી હાલતનો ત્યાંના લોકોને ખ્યાલ આપ્યો. હિંદના સરકારી વહીવટની ખામીઓ તેમણે ઉઘાડી પાડી ને તેની ખર્ચાળ પદ્ધતિ તરફ લોકોનું લક્ષ ખેંચ્યું. જણ દીઠ હિંદના માણસોની સરેરાશ આવક માત્ર વીશ રૂપિયા જ છે એ વાત તેમણે દાખલા દલીલ સાથે સાબિત કરી આપી.

જે વેપારી પેઢીના તે ભાગીદાર હતા તે અફીણ અને દારૂનો વેપાર પણ કરતી. દાદાભાઇને આવી વિનાશકારક વસ્તુઓના વેપારમાંથી કમાણી કરવી ન ગમી. તેમણે પોતાના બીજા ભાગીદારોને સ્પષ્ટ રીતે જણાવી દીધું કે આવા પ્રજાની પાયમાલી કરનારા વેપારની કમાણી મને ન ખપે. તે પછી તેમણે આ પેઢી સાથેનો સંબંધ છોડી દીધો.

ઈ. સ. ૧૮૬૯ માં દાદાભાઈ દેશમાં પાછા ફર્યા. તેમની દેશસેવાની કદર કરી લોકોએ તેમનું ભવ્ય સ્વાગત કર્યું. તે પછી તેમણે વડોદરાના દિવાન થઈ મહેસૂલી અને ફોજદારી ખાતામાં સુધારા કરી તથા વહીવટની ખામીઓ નાબૂદ કરી રાજા તથા પ્રજાની સારી પ્રીતિ સંપાદન કરી. એ પદનું રાજીનામું આપી દાદાભાઈ રાજકારણમાં પડ્યા. તે મુંબઈની કોરપોરેશનના તથા ધારાસભાના સભ્ય થયા. ઈ. સ. ૧૮૮૫ માં હિંદી મહાસભાની સ્થાપના કરવામાં તેમણે અગત્યનો ભાગ લીધો. તેના બીજા અધિવેશનના તે પ્રમુખ ચુંટાયા. ઈ. સ. ૧૮૯૩ માં મહાસભાની નવમી બેઠક લાહોરમાં મળી તેના

પ્રમુખ તરીકે ફરી તેમની વરણી થઈ. આ વખતે કોઈ રાજામહારાજાને પણ ન મળે તેવું અપૂર્વ માન લોકોએ તેમને આપ્યું.

હિંદીઓએ બ્રિટિશ પાર્લામેંટના સભાસદ થવું જોઇએ એવો તેમનો મત હતો તેથી લંડનમાં પાછા જઈ તેમણે સભ્ય થવા ઘણો પ્રયાસ કર્યો. એ વખતે તો સફળ ન થયા પરંતુ તેથી જરા પણ નાસીપાસ ન થતાં તે ફરી ઊભા રહ્યા અને એ વખતે ચુંટાયા. પાર્લામેન્ટના સભ્ય થનાર આ પહેલા હિંદીને દેશવિદેશમાંથી ઘણા અભિનંદનો મળ્યાં. હિંદની કંગાલ દશા સુધારવા તેમણે અથાક પ્રયાસ કર્યા. પાર્લામેંટે નીમેલા એક કમીશનના સભ્ય તરીકે નીમાનાર આ પહેલા હિંદીએ જુબાની આપતાં જાહેર કર્યું કે મહારાણીએ આપેલા વચન મુજબ હિંદની આવક અને ખર્ચ પર હિંદીઓનો અંકુશ હોવો જોઇએ. આજે હિંદનું અઢળક ધન પરદેશમાં ઘસડાઈ જાય છે, તેથી દેશની ગરીબી વધારે વિકટ થતી જાય છે. યુરોપીય અમલદારોને અપાતા મોટા મોટા પગાર તેમ જ પરદેશીઓના હાથમાં ચાલતા દેશના ઉદ્યોગો, આ બે મુખ્ય કારણો હિંદની ગરીબીનાં છે. બ્રિટિશ રાજ્યના લાભ માટે લડાતી લડાઇઓમાં પણ હિંદને પુષ્કળ ધનનો દુર્વ્યય કરવો પડે છે. ઈ. સ. ૧૯૦૨ માં એક પુસ્તક પ્રસિદ્ધ કરી તેમણે સચોટ રીતે પુરવાર કરી આપ્યું કે હિંદનો રાજવહીવટ બ્રિટનના સ્વાર્થની દૃષ્ટિએ ચાલી રહ્યો છે. એમની આ સર્વ દેશસેવાની કદર કરી ઈ. સ. ૧૯૧૬ માં મુંબઈ વિદ્યાપીઠે તેમને 'ડૉકટર ઑફ લૉઝ'ની સર્વશ્રેષ્ઠ પદવી આપી. પ્રજામાં તો તે ક્યારના હિંદના દાદા તરીકે પ્રખ્યાત થયા હતા.

આ મહાપુરુષ ઈ. સ. ૧૯૧૭ ના જુન મહિનાની પહેલી તારીખે અવસાન પામ્યા. એમની પવિત્ર અને પ્રેરક સ્મૃતિ જાળવી

રાખવા જનતાએ સ્મારકો સ્થાપ્યાં. એવું એક સ્મારક— એ મહાપુરુષની ભવ્ય પ્રતિમા મુંબઈમાં આજે પણ ઊભી છે.

## અભ્યાસ

૧. ‘ મારી સઘળી સફળતાનો યશ મારી માને ઘટે છે.’ એમ દાદાભાઈ શા માટે કહેતા ?

૨. દાદાભાઈએ શિક્ષણમાં શી રીતે સફળતા મેળવી ?

૩. આપણા દેશની દાદાભાઈએ શી શી સેવા બજાવી ?

૪. કામા કંપનીની ભાગીદારી તેમણે શા માટે છોડી દીધી ?

૫. હિંદની ગરીબ દશાનો દાદાભાઈએ શી રીતે સચોટ ખ્યાલ કરાવ્યો ?

## ૫

# ડુંગરદાદાની દીકરી



[ સ્વ. દામોદરદાસ ખુશાલદાસ બોટાદકર હતા તો એક શિક્ષક પણ ગુજરાતને એમણે પોતાની કવિતાથી તરબોળ કર્યું છે. રાસતરંગિણીનો એમનો રાસનો સંગ્રહ તો ગુજરાતમાં ઘેરે ઘેર નજરે પડશે. તે ઉપરાંત સ્રોતસ્વિની, કલ્લોલિની, નિર્ઝરિણી, શૈવલિની એવાં નદીના અર્થવાળાં નામો એમણે પોતાના કાવ્યસંગ્રહોને આપ્યાં હતાં. માતા, ભાભી, નણંદ, સાસુ, વહુ, બહેન વગેરેનાં જીવનનો મર્મ સમજાવતા સરસ રાસ એમણે લખ્યા છે. અહીં એમનું નદીના જીવન વિશેનું કાવ્ય લેવામાં આવ્યું છે. નદીને એમણે ડુંગર દાદાની દીકરી કહી છે. તે ઘેરથી નીકળી પોતાના પતિ સમુદ્રને મળે છે. તે વખતે એને શી શી લાગણી થતી હશે ? આ સવાલનો જવાબ તમને આ કાવ્યમાં મળશે. ]

( હું તો ઈશ્વર પૂજવાને નીસરી રે લોલ—એ ઢાળ )

હું તો ડુંગરદાદા કેરી દીકરી રે લોલ,
શીળે સ્વભાવ સરિત્સુંદરી રે લોલ.

હું તો માતાપિતાને પગે પડી રે લોલ,
વ્હાલાને પંથ પળી એકલી રે લોલ.
વાંકી–ચૂંકી એ વાટડી વટાવતી રે લોલ,
વચમાં અનેક ઠેસ વાગતી રે લોલ;
પડે પ્રીતમનો પંથ નહીં પૂછવો રે લોલ,
કેડો એ નેહનો નથી નવો રે લોલ.
મળે વગડા વેરાન કૈંક વાટમાં રે લોલ,
ગાઢા નિકુંજ ઘણા ઘાટમાં રે લોલ;
મને રે'વી તો રાત ક્યાંય ના ગમે રે લોલ,
સૂરજ ને સોમ ભલે આથમે રે લોલ.
મારા ઉરમાં અખંડ એક દીવડો રે લોલ,
ઝળકે એ પ્રેમભર્યો જીવડો રે લોલ;
મને ભીતિ જરાય નહીં ભૂતની રે લોલ,
રાખડી બાંધેલ પુણ્ય પ્રીતની રે લોલ.
મને લૂંટારા લોક કૈંક લૂંટતાં રે લોલ,
જીવનને જોર કરી ઝૂંટતાં રે લોલ;
તો ય મોળી પડે નહીં મુસાફરી રે લોલ,
આશાની વાટ હોય આકરી રે લોલ.
એતો પ્રેમીના પ્રેમ તણાં પારખાં રે લોલ,
વિધિએ લલાટમાં હશે લખ્યાં રે લોલ;
કોઈ કહેશે : "વિજોગણી! પાછાં વળો રે લોલ,
વ્હાલાનો દેશ ઘણો વેગળો રે લોલ.
ખોળ કરતાં આયુષ્ય બધું ખૂટશે રે લોલ,
મનના તરંગ છેક તૂટશે રે લોલ."

એવું કહેતાં યે લોક નથી લાજતા રે લોલ,
ભૂંડા શું ભાવભૂલ ભાગતા રે લોલ!
કોઈ કહેશે : “એ ખારભર્યો ખીજતો રે લોલ,
ઊંડો ને અંતરે અધૂકડો રે લોલ.”
જૂઠા જગની તે જૂઠ લવે જીભડી રે લોલ,
એની ન આંખ હજી ઊઘડી રે લોલ.
એવું સુણુવા હું લેશ નથી ઊભતી રે લોલ,
થાકી ક્યારે ય નથી થંભતી રે લોલ.
જશે થાકી તો સેવકો શરીરના રે લોલ,
એવાં તો રોદણાં અધીરનાં રે લોલ.
પણે ઊભો પ્રાણેશ રહ્યો રાજતો રે લોલ,
ઘેરાં શાં ગાન વડે ગાજતો રે લોલ;
આવે સામો અચૂક અલબેલડી રે લોલ,
વ્હાલો જણાય વ્હાલઘેલડો રે લોલ.
હું તો થંભી લગીર ગઈ લાજથી રે લોલ,
વ્હાલે વધાવી મને વ્હાલથી રે લોલ.
પડ્યા હૈયે પ્રકાશ હેત–હાસના રે લોલ,
એવા આનંદ રૂડા રાસના રે લોલ.

## અભ્યાસ

૧. નદીની આત્મકથા સંક્ષેપમાં લખો.
૨. કાવ્યમાં કવિ નદીને કોની જોડે સરખાવે છે ? શા માટે ?
૩. સરિતાને માર્ગમાં શી શી મુસીબતો નડે છે ?
૪. લોકો નદીને શી શિખામણ આપે છે ?
૫. નદીના સમાનાર્થ શબ્દો ગણાવો.
૬. ‘પ્રીતમનો પંથ નહીં પૂછવો’ આ પંક્તિમાં શબ્દો ‘પ’ થી શરૂ થતા ત્રણ છે. આવી રચનાને **અનુપ્રાસ** કહે છે. આ કાવ્યમાં આવતાં અનુપ્રાસનાં ઉદાહરણો આપો.

૬

# ભેમલા દાદા !



[ ગુજરાતનાં બાળકોને શ્રી. રમણલાલ સોનીની ઓળખાણ આપવી પડે એ કેમ બને ? જેમણે બાળકો માટે સરસ અને મજાની વાર્તાઓ, સરળ અને ગમે તેવાં કાવ્યો અને એવું એવું બીજું ઘણુંએ લખ્યું છે. તેમને ન ઓળખનારાં બાળકો ગુજરાતમાં તો ભાગ્યે જ હશે. તેઓ શિક્ષક પણ છે એટલે બાળકો કઈ બાબત કેવી રીતે સમજે તેનો વિચાર કરીને સાહિત્યની રચનાઓ કરે છે. કડવી ગોળી આપવી હોય તો પણ ઉપર સાકરનું પડ ચડાવીને જ આપે. આ પાઠમાં વાર્તા છે. એ વાર્તા તમે હસતાં રમતાં વાંચી જશો, પણ એ વાંચ્યા પછી તમારે વિચાર પણ કરવો પડે. શું રમૂજ ખાતર જ આ વાર્તા લેખકે લખી છે, કે વાર્તામાં બીજું કાંઈ ઊંડું રહસ્ય છે ? એ રહસ્ય સમજીએ તો આપણને તરત ખબર પડે કે લેખક કુશળતાથી આપણને ઘણું સમજાવી દે છે. ]

સોમા રાતને બાયડી બહુ વહાલી. મૂળે રાત એટલે બુદ્ધિ તો દહાડે દીવા કરે એવી. એમાં લેશ પણ વિણામણ ના મળે. બનવાકાળ એટલે સોમા રાતની એક બે વરસની છોકરી ગુજરી ગઈ. બાયડી બિચારી માથું કૂટે, છાતી કૂટે ને પડતું મૂકે તે દેખી

સોમા રાતનો તો જીવ બળી જાય. કલાક મૂંગો રહ્યો, બે કલાક મૂંગો રહ્યો પણ એમ ક્યાં લગી જોઈ રહેવાય? ન કરે નારાયણ ને કંઈ અનિષ્ટ થઈ જાય, સાજી સમી નાથી નંદાઈ પડે તો બિચારા સોમા રાતને પાછું મશાલ લઈને બીજી નાથી ગોતવા જવું પડે. રસ્તા પર સોમો રાત બીજા રાતો સાથે રોઈ પરવારીને બેઠો હતો, ને વચમાં હુક્કો ફરતો હતો. એક રાતે કહ્યું: 'લ્યો હવે સોમા રાત, એવો તે કાંઈ શોક કરાય? લો, જરા નળી મોંમાં ઘાલો.' એક વાર કહ્યું, બે વાર કહ્યું, પણ સોમા રાતે તો સાંભળ્યું નહીં. એનું ચિત્ત તો એની નાથીમાં ભરાયું હતું. હાય હાય! બિચારી રોઈ કૂટીને મરી જશે. રાતો સમજ્યા કે સોમા રાતને દીકરી મરી ગયાનું ખૂબ દુ:ખ છે. એક પછી એક રાત ઊભા થઈને સોમા રાતની પાસે આવ્યા ને એના હાથ હલાવી હલાવી કાનમાં ફૂંક મારીને, તો બીજા વળી ઘાંટો પાડીને શોક મૂકી દેવા કહેવા લાગ્યા; પણ સોમો રાત તો હતો તેવો વિહ્વળ જ રહ્યો.

ઘરમાં બૈરાં જોરથી કૂટવા લાગ્યાં. પહેરેલું ધોતિયું સળગી ઊઠ્યું હોય તેમ સોમા રાતનો જીવ સળગી ઊઠ્યો. પળવારમાં તરવારની ધાર જેવો એક સચોટ ઈલાજ એને સૂઝી આવ્યો: 'જય જય ભેમલા દાદા' કહેતોકને એ તો ઊભો થઈ ગયો, માથેથી ફાળિયું નીચે નાખી દીધું ને ઘાંટો પાડ્યો: 'ઊઠો 'લ્યા સૌ રાતો, શું જોઈ રહ્યા છો? બોલો ભેમલા દાદાની જે.' રાત સૌ નવાઈ પામ્યા. ભેમલા દાદા કોણ છે એની કોઈને ખબર નહોતી અને વળી મરણ ટાણે ભેમલા દાદાની 'જે' બોલાવવાની વાતથી તો સૌ મુંઝાયા પણ લાંબો વિચાર કરવા થોભે એવું કોઈ ત્યાં નહોતું. એકદમ સૌ ઊભા થઇ ગયા. સોમા રાતે ફાળિયું ફેંકી દીધું હતું તેમ તેમણે પણ ફેંકી દીધું ને ભેમલા દાદાની જય પોકારી.

'ઊભા રહો'લ્યા સૌ ગોળકુંડાળે.' સૌ ગોળકુંડાળે ઊભા રહ્યા. 'ભેમલા દાદાની જે,' સોમા રાતે નવો હુકમ કાઢ્યો. વચમાં ફાળિયાનો ઢગલો ને આજુબાજુ ગોળ કુંડાળું વળીને સૌ રાત ઊભા હતા. ફરી સોમા રાતે હુકમ છોડ્યોઃ 'તમારી કેડ્યો ભાંગી ગઈ છે કે શું? નમો'લ્યા, જરા નમો કેડેથી ભેમલા દાદાનો હુકમ છે, નમો!'

સૌ નમ્યા એટલે પાછું સોમા રાતે ચલાવ્યુંઃ 'અલ્યા હાથ પહોળા કરી કરી જાંગ ફૂટો હવે. ફૂટી ફૂટીને રાતી ચોળ કરજો. લોહીના ટશિયા ફૂટે એવી, ભેમલા દાદાનો હુકમ છે, નહીં કરે તેની સાતે પેઢી નરકે જાશે.'

ભેમલો દાદો કોણુ હતો એની કોઇને ખબર નહોતી. પણ ભેમલા દાદાનો હુકમ હતો એટલે માનવો તો જોઇએ જ. ગોળ-કુંડાળું વળીને સીધા ઊભેલા સૌ રાતોએ બંને હાથ, લાકડાં ફાડતા હોય તેમ ઊંચા કરી જોરથી જાંગ પર થાપોટા દીધા. થાપોટા દેતી વખતે બરાબર સુતારના કાટખૂણા જેવા સૌ દેખાતા હતા. પાછા સીધા થતા ત્યારે જાણે નેતરની સોટી. અને ઉપર કબા કુંભારના લાલિયાના જેવા ઊંચા સીધા બે કાન જેવા બે હાથ. દૃશ્ય બહુ ભવ્ય થઈ ગયું, પણ સોમા રાતે આટલેથી સમાપ્તિ કરી નહીં. ભેમલા દાદાનું નામ દઇને એમણે તો કર્યો હુકમઃ 'અલ્યા હાંભળો છો કે? હું ભેમલો દાદો, તમારી એક હજાર ઈકોતેરમી પેઢીનો વડવો. કૌરવ પાંડવોની હજામત મેં કરેલી. હું ભેમલો દાદો, અલ્યા મારો હુકમ માનજો.'

સૌ રાતો માથું ધુણાવી વધુ ને વધુ જોરથી થાપોટા મારતા કહેવા લાગ્યાઃ 'હાં દાદા, તમારો હુકમ માનશું. બોલો દાદા!'

સોમા રાતે કહ્યુંઃ 'બોલજો તાણે હું બોલું તેમ; આજથી

બાયડીઓનું રાજ પૂરું થયું છે. એમને રોતાં નથી આવડતું, કકળતાં નથી આવડતું.'

સૌ રાત બોલ્યાઃ '.હાં દાદા.'

ઘરમાં સૌ સ્ત્રીઓ બહાર આ તમાશો થતો જોઈ રોતી બંધ થઈ હતી. તેમના ભણી જોઈ સોમા રાતે હુકમ છોડ્યોઃ 'અલી ઓ બાયડીઓ, ભેમલા દાદાનો હુકમ છે, હવે તમારે રોવું કૂટવું નહીં. તમે તમારો છેડો વાળી ઉં ઉં કરતાં પાછળ ચાલ્યાં આવજો. ભેમલા દાદાનો હુકમ છે. બોલો 'લ્યા રાતોઃ "ભેમલા દાદા..."'

સૌ રાત બોલ્યાઃ 'ભેમલા દાદા.'

સોમો રાત ચીડાયો; ઘૂરકીને તેણે કહ્યુંઃ 'તમારે બોલવું "હાય હાય" અને જોરથી જાંગ કૂટવી. આતો ભેમલા દાદાની સેવા છે સેવા. સારી રીતે કરશો તો ભવનો ખાડો તરી જશો, નહીં તો સાતે પેઢીના નખોદિયા પાકશો. બોલોઃ "હાય, હાય!"

સૌ રાત બોલ્યાઃ "હાય, હાય." અને સૌ જોરથી જાંગ કૂટવા લાગ્યા.

આડોશીપાડોશી સૌ ભેગાં થયાં. આખું ગામ ભેગું થયું, તેમ તેમ ભેમલા દાદાની વાણી ખૂબ જુસ્સાથી છૂટવા લાગી. સોમા રાતે ચલાવ્યુંઃ 'બોલો રાતોઃ

| | |
|---|---|
| "ખાખરી માતા" | "હાય! હાય!" |
| "ઝાંખરી માતા" | "હાય! હાય!" |
| "વાયડી માતા" | "હાય! હાય!" |
| "બાયડી માતા" | "હાય! હાય!" |

જોવા ભેગા થયેલા ટોળામાંથી કેટલાક જણ છેલ્લું ઝીલણ સાંભળી હસી પડ્યાઃ 'અલ્યા, "બાયડી માતા" તો નવું સાંભળ્યું?'

તેમને ક્યાં ખબર હતી કે "બાયડી માતા" ની કૃપાથી તો આ બધી લીલા જોવાનું સુભાગ્ય તેમને પ્રાપ્ત થયું હતું !

સરઘસ હવે નદીએ જવા નીકળ્યું. સોમા રાતે હુકમ કર્યો: 'અલી ઓ બાયડીઓ, છોકરીને ખાંધે નાખી ઉં ઉં કરતી જાઓ સૌ મસાણે. અમે રોતા કૂટતા આવીએ છીએ.'

નાથીએ છોકરીને ખાંધે નાખી. અને ઉં ઉં કરતું સૌ સ્ત્રીઓનું સરઘસ મોખરે નીકળી ગયું.

સોમા રાત અને એનું સરઘસ થોડાંક ડગલાં આગળ વધ્યું. પછી ગોળ કુંડાળું થઈ ગયું. નાથીનું દુઃખ તો ઓછું થયું જ. એના હરખમાં સોમા રાતથી બોલી જવાયું : "રંગ છે ભેમલા દાદા !"

સૌ રાત બોલી ઊઠયા : 'રંગ છે ભેમલા દાદા'. ફરી હુકમ છૂટ્યો : 'અલ્યા, જોરથી કૂટજો. આમ બાયડીઓ પેઠે શું કૂટો છો ? ભાયડા પેઠે કૂટો, ભાયડા પેઠે :

"બોડકું માથું" "હાય! હાય!"
"દે ટાબોટો" "હાય! હાય!"
"સેંટ લગાવી" "હાય! હાય!"
"કરો હજામત" "હાય! હાય!"

સોમા રાતને પગે ખાલી ચઢી હતી એટલે તેમણે નવો હુકમ કર્યો: 'બેસો ભા; બેસો. ભેમલા દાદાનો હુકમ છે.' સૌ કુંડાળું વળીને બેઠા. એટલે લાંબો રાગ તાણી સોમા રાતે લલકાર્યું: 'ભેમલા દાદા લેજે વહેલો તારાં મારાં વહાલાંની સંભાળ ઓ.... ઓ. મારી બે વરસની છોડી દાદા ઘરાકોનાં વત્તાં કરવા વાર દીત-વારે જતી, ઓ....ઓ....કોઈ દહાડા એના નામની હોળી દિવાળી નથી થઈ ઓ...ઓ.'

ફરી ભેમલા દાદાનો હુકમ છૂટ્યો ને સૌ ઊભા થયા. આમને આમ ઠેર ઠેર અટકતા ને પોક મૂકતા, કૂટતા કૂટતા સૌ મસાણે ગયા. ને નાહી કરી તેવી જ રીતે પાછા આવ્યા.

તત્કાળ રાતનું પંચ મળ્યું. સૌ પોતપોતાની જાંગ બતાવી ફરિયાદ કરતા હતા કે 'હવે ઘરાકનાં વત્તાં કરવા બેસાશે કેમ ? જાંગે તો રુંવે રુંવે લોહી બાઝી ગયું છે ને વેદના તો સહી જતી નથી.' સૌ સોમા રાતને કાલાવાલા કરી કહેવા લાગ્યા : 'કોઈ રીતે હવે તો ભેમલા દાદાને મનાવો, નહીં તો ચાર દહાડામાં મરી જશું' સોમા રાતે લાગ જોઈને પાસો ફેંક્યો: 'મેં ય ભેમલા દાદાને ખૂબ કાકલૂદી કરી છે. દાદા તો કહે છે કે કાં તો ભાયડા રુવે કૂટે; નહીં તો કોઈ નહીં.' પંચ આનંદની ચિચિયારી પાડી ઊભું થઈ ગયું : 'એ ત્યારે રોવા કૂટવાનું જ બંધ.'

તરત જ સોમા રાતે નાથીને આ ખુશખબર કહેવા દોટ મૂકી: 'રંગ રાખ્યો ભેમલા દાદા !'

## અભ્યાસ

૧. સોમો રાત કોણ હતો ? એને ઘેર બધા શા માટે ભેગા મળ્યા હતા ?
૨. બધાએ મળી સોમા રાતને શા માટે સમજાવવા માંડ્યો ? એ સમજ્યો ખરો ?
૩. સોમા રાતે શો ઇલાજ શોધી કાઢ્યો ? શા માટે તેને તેમ કરવાની જરૂર પડી ?
૪. ભેમલા દાદા કોણ હતા ? એનો શો હુકમ હતો ?
૫. રાતના પંચે શો ઠરાવ કર્યો ? એમનો એ ઠરાવ તમને ગમે ખરો ?
૬. લેખકે આમાં આપણા ક્યા સામાજિક રિવાજની મશ્કરી કરી છે ? એ રિવાજ માટે તમે પોતે શું ધારો છો ?
૭. હજામની હોશિયારીની આવી બીજી કોઈ વાર્તા તમને આવડે છે ? એવી કોઈ વાર્તા આશરે વીસેક લીટીમાં લખો.

## ૭

# આકાશવાણી



રેડિયો યંત્ર

[ તમે રેડિયો જોયો છે ? એક નાના સરખા યંત્રમાંથી દુનિયાને બીજે છેડે બોલાતા શબ્દો કેવા પ્રગટે છે તે તમે નજરો નજર જોઈને કદી સાંભળ્યું છે ? એ બધા અવાજો આકાશદ્વારા એક છેડેથી બીજે છેડે પહોંચે છે માટે એને આકાશવાણી પણ કહેવામાં આવે છે. આપણાં પુરાણોમાં આકાશવાણી થવાના અનેક ઉલ્લેખો મળી આવે છે. આજે તો આપણે સાચોસાચ આકાશવાણી સાંભળીએ છીએ. આ પ્રમાણે અવાજ એક સ્થળેથી તરત જ બીજે સ્થળે કેવી રીતે જતો હશે એનો જરા વિચાર કરી જુઓ. આ પાઠમાં તમારા એ વિચારનું નિરાકરણ તમને મળશે. વિજ્ઞાનસાહિત્યના જાણીતા લેખક શ્રી. યશવંત નાયકે આ પાઠ લખ્યો છે. આવી આવી તો ઘણી વાતો એમણે સરળ કરીને આપણને સમજાવી છે. બીજી તમે ન વાંચી હોય તો અવશ્ય વાંચજો. આજના જમાનામાં જીવીએ અને વિજ્ઞાનની શોધો વિશે ન જાણીએ તે કેમ ચાલે ? ]

અમારું ગામ રેલ્વેથી ઘણું દૂર અને રસ્તો પણ બહુ કઢંગો

એટલે દુનિયામાં થતી બધી પ્રગતિથી તદ્દન અજાણુ હતું. મારા મોટાભાઈ ઉનાળાની રજા ગાળવા મુંબઇથી આવ્યા ત્યારે સાથે રેડિયો લેતા આવ્યા હતા. અમારા ગામમાં ગ્રામોફોન ઘણાએ જોયેલું અને સાંભળેલું, પરંતુ રેડિયો એક કુતૂહલની વસ્તુ થઈ પડી. અનેક લોકો રેડિયો સાંભળવા આવતા અને હું રેડિયો ચલાવતો હોઉં એટલે મને જ અનેક સવાલો પૂછીને મૂઝવતા. પણ મને રેડિયોની રચનાની જરાતરા પણ ખબર ન હતી એટલે મને લાગ્યું કે મારે નિરાંતે મોટાભાઈ પાસે બધી હકીકત જાણી લેવી જોઇએ. મોટાભાઈ વહેલા ઊઠીને મળશ્કે લંડનના તાજા સમાચાર સાંભળતા હતા ત્યારે મેં મોટાભાઇને પ્રશ્ન પૂછ્યો, "ભાઈ, આ યંત્રમાં અવાજ ક્યાંથી દાખલ થાય છે?" "જો આ તાર નીકળી આપણા ઘરના છાપરા ઉપર જાય છે તે તાર દ્વારા રેડિયોનાં મોજાં યંત્રમાં આવે છે અને આ બીજા જમીન તરફ જતા તાર દ્વારા જમીનમાં ઊતરે છે." ભાઇએ જવાબ આપ્યો. મેં પૂછ્યું: "આ રેડિયોનાં મોજાં તે અવાજનાં મોજાંનાં જેવાં જ છે કે કેમ? તે હવામાંથી પસાર થાય છે?"

મોટાભાઈએ જવાબ આપ્યો, "રેડિયોનાં મોજાં વીજળી બળ અને ચુંબક બળ વડે પેદા કરવામાં આવે છે. એ મોજાંને હવાની જરૂરિયાત નથી. એ મોજાં હવા વગર પણ મુસાફરી કરી શકે છે. અવાજનાં મોજાં હવા ન હોય તેવી ખાલી જગામાંથી પસાર ન થઈ શકે. વળી અવાજનાં મોજાં બહુ લાંબે સુધી જઈ શકતાં નથી. રેડિયોનાં મોજાં આખી દુનિયા ઉપર ફરી વળે છે. એ મોજાં પ્રકાશના મોજાંનાં જેવાં જ છે, પરંતુ એ આંખે જોઈ શકાતાં નથી તેમ જ કાને સાંભળી શકાતાં નથી. એ મોજાંનું અવાજમાં રૂપાંતર કરવા આ રેડિયો–યંત્રની જરૂર પડે છે. રેડિયો

–યંત્ર વડે રેડિયોના મોજાંમાંથી અવાજની અસર છૂટી પાડીને આપણને સંભળાય તે ક્રિયા થાય છે. એકલાં રેડિયોનાં મોજાં કાને સાંભળી શકાતાં નથી.”

મેં સંતોષથી માથું હલાવ્યું અને બીજો પ્રશ્ન પૂછ્યો, “આ ચંદા ઉપર દિલ્હી, લાહોર, લંડન, બર્લિન વગેરે નામો લખેલાં છે અને તે દરેકની સામે આંક લખેલો છે. એ આંક ઉપર કાંટો આવે ત્યારે જ તે સ્થળનો રેડિયોનો પ્રોગ્રામ સંભળાય છે એનું શું કારણ?” મોટાભાઈ: “આ રેડિયો યંત્રની ખૂબી જ એમાં છે.




(૧) ધ્વનિવર્ધક (લાઉડ સ્પિકર), જેમાંથી અવાજ સંભળાય છે; (૨) કાંટો અને ચંદો, જેના વડે ગમે ત્યાંનો પ્રોગ્રામ લઈ શકાય છે; (૩) ચંદા ઉપરનો કાંટો ફેરવવાની ચાવી; (૪) અવાજ નાનો મોટો કરવાની ચાવી; (૫) ઘરનાં છાપરાં ઉપર હવામાં રહેતો તાર (એરિયલ), જેમાંથી રેડિયોનાં મોજાં ઊતરે છે; (૬) જમીનમાં ઊતરતો તાર; (૭) વીજળીનું સંધાણ કરવાની ચાંપ.

આ કાંટાની સાથેનો ચંદો દુનિયાભરમાંથી આવતા રેડિયોના સંદેશામાંથી અમુક જ સ્થળનો સંદેશો પકડવાનું કાર્ય કરે છે. આ આંકડા એમ બતાવે છે કે એ સ્થળેથી જે રેડિયોના પ્રોગ્રામ બહાર પડે છે તે એટલી લંબાઈનાં રેડિયોનાં મોજાંની મદદથી મોકલવામાં આવે છે. રેડિયોનાં મોજાંની લંબાઈ મિટરમાં માપવામાં આવે છે. એ મોજાંની લંબાઈ એટલે ખરી રીતે બે રેડિયોનાં પાસે પાસે આવેલાં મોજાનું અંતર." આથી જે આંક ઉપર આ કાંટો મૂકો તેટલી લંબાઈનાં મોજાં યંત્રમાં ઊતરી શકે છે, અને બીજાં ઊતરતાં નથી. આથી એકબીજાં સ્થળોના પ્રોગ્રામો ગૂંચવાઈ જતા નથી. દરેક સ્થળેથી રેડિયોના પ્રોગ્રામો મોકલવા માટે જુદી જુદી લંબાઈનાં મોજાં વાપરવામાં આવે છે."

મને ખૂબ રસ પડવા લાગ્યો એટલે મેં બીજો પ્રશ્ન પૂછયો, "જેમ અવાજને દૂરથી આવતાં સમય લાગે છે તેમ રેડિયોનાં મોજાંને લંડન જેટલા ૩ થી ૪ હજાર માઈલ દૂરના પ્રદેશથી આવતાં કેટલો સમય લાગતો હશે?"

મોટાભાઈએ જવાબ આપ્યો: "આ પ્રશ્ન તેં બહુ સારો પૂછયો. અવાજનાં મોજાં સેકંડમાં ૧૧૦૦ ફૂટ એટલે કે કલાકના લગભગ ૭૫૦ માઈલ જેટલું અંતર કાપી શકે છે. આમ છતાં અવાજ સાધારણ રીતે બહુ લાંબે સંભળાતો નથી. તોપનો અવાજ બહુ તો સો માઈલ છેટે સાંભળી શકાય છે. રેડિયોનાં મોજાં સેકંડના ૧૮૬૦૦૦ માઈલની પ્રચંડ ઝડપે પૃથ્વી ઉપર ફરી વળે છે, એટલે કે એક સેકંડમાં એ મોજાં પૃથ્વીની સાત વાર પ્રદક્ષિણા કરી રહે છે. વળી એ મોજાંની અસર ચાર પાંચ હજાર માઈલ દૂર પણ સહેલાઈથી માલૂમ પડે છે. આથી તને જાણીને આશ્ચર્ય થશે

કે આ ગામની નિશાળનો ઘંટ તું સાંભળે તે પહેલાં તો લંડનથી રેડિયોનાં મોજાં દ્વારા નીકળેલો અવાજ તું સાંભળી શકે છે.”

હું આશ્ચર્યથી સ્તબ્ધ થઈ ગયો, “મોટાભાઈ! આ તો ખરેખર બહુ નવાઈ જેવું છે. જે ઘડીએ લંડનમાં પ્રોગ્રામ થાય તે જ ઘડીએ આખી દુનિયાનાં લોકો તેને સાંભળી શકે છે. હવે બે વાત મારે પૂછવી છે કે રેડિયોને આકાશવાણી શાથી કહેવાય છે અને એની શોધ કોણે કરી હતી?”

મોટાભાઈએ જવાબ આપ્યો, “રેડિયોનાં મોજાં ટેલિગ્રાફ કે ટેલિફોનની પેઠે કોઈપણ તારના આધાર વિના માત્ર અવકાશમાં ચારે બાજુએ ફરી વળે છે અને ઘરની ઉપર રાખેલા તારમાં જાણે આકાશમાંથી અદ્ધર ઊતરી આવીને અવાજ પેદા કરતાં હોય તેમ લાગે છે. આથી આપણે રેડિયોને આકાશવાણી કહીએ છીએ.

“રેડિયોની શોધ એક માણસે કરી નથી. એ શોધની મૂળ કલ્પના ઇંગ્લંડના વૈજ્ઞાનિક મૅક્સવેલે માત્ર ગણતરી ઉપરથી કરી હતી. ત્યાર પછી જર્મનીના વૈજ્ઞાનિક હર્ટ્ઝે રેડિયોનાં મોજાં પેદા કરી શકાય છે એ પુરવાર કરી બતાવ્યું. ઈટલીના વૈજ્ઞાનિક અને આધુનિક રેડિયો–વિજ્ઞાનના પિતા માર્કોનીએ રેડિયોનાં મોજાંની મદદથી અવાજ મોકલી શકાય એ શક્ય કરી બતાવ્યું. આપણા દેશના સ્વ. મહાન વૈજ્ઞાનિક જગદીશચંદ્ર બોઝે આ રેડિયોનાં મોજાંના ગુણધર્મો વિષે ઘણી શોધખોળ કરી હતી અને એ શોધખોળો ખૂબ ઉપયોગી નીવડી છે. હવે તું રેડિયોના ફાયદા બાબત એક સુંદર નોંધ બનાવી લાવ અને બતાવ.”

મેં હર્ષથી કહ્યું, “હા જરૂર હું કાલે એ તૈયાર કરીશ. પરંતુ આ રેડિયોના પ્રોગ્રામ સાંભળવાની જેમ આપણને છૂટ છે તેવી

રીતે રેડિયોથી સંદેશા મોકલવાનાં યંત્ર રાખવાની આપણને છૂટ નથી ?"

મોટાભાઈએ જવાબ આપ્યો, "આ બાબત દરેક દેશમાં સરકારી સત્તાની છે. જો આમ ન હોય તો ઘણો ગોટાળો થવાનો સંભવ રહે. લંડનથી જે લંબાઈનાં મોજાં ઉપર રેડિયો ચાલે છે તે જ મોજાં ઉપર બીજા ખાનગી લોકો પણ સંદેશો મોકલાવે તો તે બધાં ભેળસેળ થઈને ગૂંચવાડો કરી મૂકે. આથી પ્રયોગ કરવા થોડી છૂટછાટ મૂકીને રેડિયોના સંદેશા મોકલવાની, પ્રોગ્રામ ગોઠવવાની અથવા એ દ્વારા વાતચીત કરવા દેવાની સત્તા સરકારે રાખી છે. રેડિયોનું સાંભળવાનું યંત્ર રાખવા અને પ્રોગ્રામો સાંભળવા બદલ આપણે દર વર્ષે સરકારને દશ રૂપિયા ભરવા પડે છે. જો આ ન ભરીએ તો ગુનો ગણાય." એ પછી તો મોટાભાઈ સાથે આ વિષે ઘણી વાર ચર્ચા કરી.

મને લાગ્યું કે મેં હવે રેડિયો વિષે લગભગ બધું જાણી લીધું છે. મેં રેડિયોના ફાયદા દર્શાવતો એક ટંકમાં નિબંધ લખ્યો તે નીચે આપ્યો છે. મોટાભાઈએ એ ખૂબ વખાણ્યો છે. હું ગામમાં હવે રેડિયોના વિજ્ઞાનના એક મોટા જાણકાર તરીકે ઊંચું મસ્તક રાખી ફરવા લાગ્યો. આ રહ્યો મારો નિબંધ.

"રેડિયોના સંદેશા પહાડ, સમુદ્ર, રણ અને જંગલો વટાવી દુનિયાના દરેક ખૂણામાં બીજા કોઈ પણ આધાર વિના પહોંચી શકે છે. ટેલિગ્રાફ અને ટેલિફોન માત્ર જ્યાં તેના તારનાં દોરડાં ગયાં હોય ત્યાં જ કામમાં આવી શકે છે. ભર દરિયે આગબોટ ને અકસ્માત થયો હોય, કોઈ વિમાન ભૂલું પડ્યું હોય, કોઈ શોધખોળના કાફલાએ માર્ગ ગુમાવ્યો હોય, વાવાઝોડાં કે વરસાદના પૂરોથી આગગાડી, ટેલિફોન કે ટેલિગ્રાફનો વ્યવહાર

તૂટી ગયો હોય તો એ સર્વે જગાએથી રેડિયો વડે દુનિયાનાં કોઈ પણ સ્થળે ખબર આપી શકાય છે. આ કારણથી શોધખોળ કરવા જનારા કાફલાઓ, વિમાનીઓ, આગબોટના કપ્તાનો હંમેશાં રેડિયોના સંદેશા મોકલવાનું તેમ જ સ્વીકારવાનું યંત્ર સાથે રાખે છે. લડાઈના સમયમાં અનેક બૉંબમારાની, આગબોટો ડૂબવાની ભયંકર ખૂનામરકીની અને સુલેહની વાતોની ખબરઅંતર આપણને રેડિયોદ્વારા ક્ષણે ક્ષણે મળ્યા કરે છે. આથી ખબરપત્રીઓને રેડિયો એક મહાન સાધન થઈ પડ્યું છે.

રેડિયો વડે મધુર સંગીત ઘેર બેઠાં સાંભળવાનું મળે છે, વિદ્વાન પુરુષોનાં ભાષણો સાંભળવાનાં મળે છે, દેશના મોટા પુરુષોની વાણી ઘેર બેઠાં ઘણી વાર સાંભળી શકાય છે. રેડિયો વડે કેળવણીના જુદા જુદા વિષયોના નિષ્ણાતોનાં ભાષણો સાંભળવાનો અનેક નિશાળોને લાભ મળી શકે છે.

રેડિયોની મદદથી આખું જગત એક ઘર જેવું થઈ પડ્યું છે. દેશો અને ખંડો વચ્ચેનું અંતર નષ્ટ થયું છે. અને આખું જગત આપણા પડોશમાં વસતું હોય એમ લાગે છે."

### અભ્યાસ

૧. 'રેડિયો એટલે આકાશવાણી' એ સમજાવો.
૨. 'રેડિયો વડે આખું જગત આપણું પડોશી બન્યું છે,' એ બાબત સમજાવતાં કારણો જણાવો.
૩. રેડિયોના ફાયદા ગણાવો.
૪. ટ્રાન્સમિટર અને રીસીવર વચ્ચે શો ભેદ છે ?
૫. રેડિયોની બાબતના કાયદા શા છે તે જણાવો.
૬. રેડિયોના સંદેશા મોકલનારું યંત્ર કોણે રાખવું જરૂરી છે ?
૭. રેડિયોનો લડાઈમાં ઉપયોગ દર્શાવતો એક નિબંધ લખો.

## ૮

# સર્જક શ્રેષ્ઠ આંગળાં



[ કેટલીક વાર કાવ્યમાં પણ એક નાની સરખી વાર્તા કહેવાય છે. આ કાવ્યમાં પણ તમને એક વાર્તા જાણવા મળશે. આ કાવ્યના લેખક શ્રી. કૃષ્ણલાલ શ્રીધરાણી છે. તેમનો કાવ્યસંગ્રહ 'કોડિયાં' નામથી પ્રગટ થયો છે. તે ઉપરાંત તેમણે નાટકો પણ રચ્યાં છે, અને એમાંનાં કેટલાંક તો તમારા વાંચવામાં પણ આવ્યાં હશે. ગુજરાતની દક્ષિણામૂર્તિ સંસ્થામાં અને કવિવર ટાગોરના શાંતિનિકેતનમાં રહી એમણે પોતાનો વિકાસ સાધ્યો. આજે તેઓ અમેરિકામાં જઇને વસ્યા છે. આવાં બીજાં કથાકાવ્યો પણ ગુજરાતીમાં ઘણાં છે. તે બધાંની અથવા બને તેટલાંની માહિતી મેળવી તમે તે વાંચવા પ્રયાસ કરજો. ]

"બેટા ! અહીં એ છરી કાં ન આણે ?"
વદી ફરી વૃદ્ધ નમી ઊભો થયો;
પડી મૂકી શાળ અપૂર્ણ વાણે,
ધરી ભીનાં નેન નીચાં, શમી ગયો.

ત્રિભંગથી સ્હેજ છટા પ્રસારી;
ભરી બધે સ્વાંગ સુવર્ણ રંગના.
સંધ્યાતણા કેશ જરા સમારી,
ડૂબે રવિ શાશ્વત કાલગંગમાં.

"બેટા ! અહીં એ છરી કાં ન આણે ?"
વદી ફરી વૃદ્ધ નમી ઊભો થયો;
પડી મૂકી શાળ અપૂર્ણ વાણે,
અનંત આરે કંઈ શોધવા ચહે.

ગ્રહી છુરીઃ ઓષ્ઠ સુમંદ ધ્રૂજેઃ
લહી રહે પાંચ સુરેખ આંગળાં:
ને આંખમાં ભાવ અકથ્ય ઝૂઝે,
ધીમે ધીમે શબ્દ સરંત પાંગળા—

"જનો તણી લાજ તમે વિદારી,
ઢાંક્યા તમે લોક ધ્રુજંત ટાઢમાં;
ઢાંકી જરા સુંદરતા પ્રસારી,
લૂછ્યા ભીના દેહ તમે અષાઢમાં.

"દિલ્હી તણી એ નવયૌવનાઓ,
સજી સુવસ્ત્રો શબનમ્સમાં વણી;
કૃતાર્થ ભાવે સજી નુર્જહાંઓ,
હવાસમાં ચીર ઝીણાં વણી વણી.

"પરંતુ એવી તમ સૌ કળાએ,
ગુલામ શો આજ મને કરી મૂક્યો;
કલાતણી સુંદર સર્જનાએ,
હીણો કર્યો આજ મને." વદી ઝૂક્યો.

રહી ગયા હસ્ત વહંત પાંગળા !
નીચે પડ્યાં સર્જકશ્રેષ્ઠ આંગળાં !

## અભ્યાસ

૧. સૂર્યાસ્તનું વર્ણન કરો.
૨. કવિ આંગળાંને સર્જકશ્રેષ્ઠ શા માટે ગણે છે ?
૩. વૃદ્ધ વણકરે પોતાનાં આંગળાં શા માટે કાપ્યાં ?
૪. વણકરના જીવન વિષે જે જાણતા હો તે સંક્ષેપમાં લખો.
૫. 'કલાતણી ......... આજ મને.' એ પંક્તિનો અર્થ સમજાવો.

## ૯

# જુવાન ડોસો



[ ગુજરાતના મહાન વિદ્વાનોમાંના એક સ્વર્ગસ્થ ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીના સરસ્વતીચંદ્ર ભાગ ૨ જા માંથી આ પાઠ લેવામાં આવ્યો છે. સરસ્વતીચંદ્ર નામની નવલકથા લેખકે ચાર ભાગમાં લખી છે. અને એ ચારે ભાગમાં જ્ઞાનનો અખૂટ ભંડાર ભરેલો છે. કુટુંબ, સંસાર, રાજ્ય, દેશ અને જગત વિષે લેખકે ઘણી માહિતી એ ગ્રંથોમાં મૂકેલી છે. આ ઉપરાંત એમના લખેલા દયારામનો અક્ષરદેહ, સાક્ષરજીવન, લીલાવતી જીવનકલા વગેરે ગ્રંથો પણ છે. પરંતુ ગોવર્ધનરામભાઈને સૌ વધારે ઓળખે છે તો સરસ્વતીચંદ્રના વિદ્વાન કર્તા તરીકે. એ ગ્રંથના ૨ જા ભાગમાં એક પ્રસંગ આવે છે. માનચતુરનો પુત્ર વિદ્યાચતુર રત્નનગરીનો પ્રધાન હતો. વિદ્યાચતુરની પુત્રી કુમુદને સુવર્ણપુરના પ્રધાન બુદ્ધિધનના પુત્ર પ્રમાદધન સાથે પરણાવવામાં આવી હતી. સૂરસિંહ નામનો સુવર્ણપુરનો એક ભાયાત રાજ્ય સામે બહારવટે નીકળ્યો હતો. તેને ખબર પડી કે પ્રધાનના દીકરાની વહુ સાસરેથી પિયર જાય છે. ભીમજી, પ્રતાપ, વાઘજી, ચંદનદાસ વગેરે મળતિયાઓ સાથે આ તકનો લાભ લઈ તે કુમુદને પકડવા પેરવી કરે છે. દરમિયાન બહારવટિયાની આ બાજીની ખબર કુમુદના દાદા માનચતુર ડોસાને પડે છે. અને જુવાન જેવો ઉત્સાહી એ ડોસો બહારવટિયાઓને મહાત કરવાને તૈયારી કરે છે. પોતાના સસરાની આ બહાદુરી જોઈ કુમુદની માતા ગુણસુંદરી ચકિત થઈ જાય છે અને પુત્રીની ચિંતાથી મુક્ત બને છે. આ પ્રસંગ કર્તાના શબ્દોમાં આ પાઠમાં તમને વાંચવા મળશે. ]

સર્વે વાત ગુણસુંદરીએ પૂરી કરી, એટલે માનચતુરે હરભમજી સાથે કેટલાક પ્રશ્નોત્તર કર્યાં, અને હવે શું કરવું તે વિશે તેની સાથે તેમ જ મુખીની સાથે ટૂંકી ગોષ્ટી જેવું કંઈક કર્યું, આખરે મુખી અને સ્વારોની સૂચનાઓ ઉપર સુધારા વધારા અને વિચાર કરી, પળવાર શાંત વિચારમાં પડી, વીજળી ઝબૂકે તેમ કંઈ વિચાર સૂઝી આવતાં, માનચતુરે ત્વરાથી આજ્ઞા આપી.

“ મુખી પટેલ, તમારા કહેવા ઉપરથી એમ જણાય છે કે ગામમાં ચાળીસેક સ્વાર અત્યારે તૈયાર છે—એ બહુ સારો જોગ બન્યો છે; હવે જુઓ આ પ્રમાણે વ્યવસ્થા કરો. આપણા ચાળીસેક સ્વારોમાંથી પાંચ ટુકડીઓ કરી દેવી. જ્યાં કુમુદને અટકાવવાની ધારી છે, ત્યાં આગળ વધારેમાં વધારે માણસની ટુકડી રાખવી. એક ટુકડી આ ગામમાં જ રહે; બીજી ટુકડીએ વડની પાસેથી તે વાઘજી ફરતો હોય તેની પણ પેલી પાસ સુધી ફરવું. નદીના પુલ પાસે—આ પાર–બહારવટિયાઓની ટોળી હોય તેની અને નદીનાં કોતર બેની વચ્ચે ત્રીજી ટુકડી રહે; ચોથી ટુકડીને ક્યાં રાખીશું?—હા, સુભદ્રા નદીના પેલા તીરે, જ્યાં આગળ રસ્તો બે વનની વચ્ચે પેસી આવે છે. તેની પણ પેલે પાર સુવર્ણપુરના રસ્તા ઉપર સુવર્ણપુરની ભણીની દિશામાં બને તેટલું વધારે —એ રસ્તા પર જ ચોથી ટુકડીએ રહેવું. પાંચમી ટુકડી સઉ ટુકડીઓને મૂકી કુમુદ આવવાની છે તે રસ્તે જઈ તેને મળે, લઈ જવા લાવવા ફરે!

વળી જુઓ, બીજી સરત રાખવાની છે. મુખી પટેલ સૌ રસ્તાના ભોમિયા છે. માટે એણે વડ પાસે રહી વડથી નદી સુધી બધે રસ્તે હેરાફેરા કરવા. પટેલ તમારે રૂઆબબંધ દોડાદોડ કરી મૂકવી. અને તમારી ખબરદારીથી અંજાશે તો લુચ્ચાઓની

તાકાત નથી કે ચેંચું કરવાની હિમ્મત કરે. મારી ખાતરી છે કે ચંદનદાસ અને વાઘજી બે જણુ તારાથી સચવાશે. મનહરપુરીમાં ટુકડી રાખવાની છે તે તો ગમે તે સાધારણુ પણુ સાવચેત માણુસને સોંપજો.”

હરભમ બોલી ઊઠ્યો : ‘ હા જી બરોબર છે. વિદ્યાચતુર ભાઈના બંદોબસ્તમાં કોઈની આંગળી ખૂંપે એમ નથી. અને મણિરાજ મહારાજની આજ્ઞાથી બધો મુલક થરથરે છે. તે ત્યાં વગર ફોજે ફોજ છે. આ ગામમાં માણુસો રહે તે તો ઠીક. ગમે તેને રાખો ! ’

પુત્રની સ્તુતિથી ઉત્કર્ષ પામતો ડોસો બોલ્યો : ‘ હરભમ, મુખી વડથી તે નદી સુધીનો રસ્તો સાચવી શકશે, એમાં વાંધો નથી. ’ હરભમનો મત માગતો હોય, ને મુખીની હિમ્મત જાણી જોતો હોય તેમ ડોસો તેમની સામે જોઈ રહ્યો. મુખીએ તરવાર પર હાથ મૂકી દાંત પીસ્યા. તે દીવાને અજવાળે ચમક્યા. શુભ શુકન ગણી ડોસો બોલવા લાગ્યો.

“ ફતેહસિંગ, તારે પુલ આગળ અને કોતરોમાં રહેવું. અને ભીમજીને ને પ્રતાપને આંખમાં રાખવા એ તો તને આવડશે.” ફતેહસંગે પોતાની મૂછો આમળી.

“ હરભમ સૌથી વધારે જરૂરનું કામ તને સોંપું છું. કેમ થશે કે તારાથી ? ”

હરભમ હસ્યો. “ ગાજ્યો મેહુલો વરસે નહીં માટે ગાજ્યું કાંઈ વધારે છે ? ”

ડોસોઃ—‘ ઠીક, ત્યારે વરસો. અત્યારે ને અત્યારે તારે સુરસંગનો પત્તો ખોળી કાઢવો અને ચોથી ટુકડી લઈ એવી રીતે

રહેવું કે એના સાથી એની સાથે મળવા કે સંદેશો પહોંચાડવા પામે નહીં અને ભાઈસાહેબ રસ્તો કે નદી ઓળંગી પેલી પાસ જવા પામે નહીં. અને જ્યાં જાય ત્યાં તને જ સામો દેખે!"

હરભમ આ મોટા કામથી ખુશ થઈ બોલ્યો, "બસ, એ તો થયું સમજો પણ હજી એક ટુકડી રહી."

ડોસો:—તારા મનમાં ધીરજ નથી. તે બોલવા સરખું ક્યાં દે છે જે? એ ટુકડી અબદુલ્લાને સોંપું છું!

"અબદુલ્લો તરવારબહાદુર છે પણ ત્યાં તો બુદ્ધિવાળું કપાળ જોઈએ. કુમુદબેનને આવવાનું ત્યાં આગળ પરતાપ પણ પાસે રખડવાનો; તે કપટ કરવાનો એ નક્કી. અબદુલ્લો એને નહીં પહોંચે." હરભમ બોલ્યો.

"હું જઈશને અબદુલ્લાની જોડે ને!" ડોસો છાતી કાઢી બોલ્યો.

હરભમ:—'ત્યારે તો ઉત્તમ.'

'ના, ના, વડીલ તમારે એ જોખમમાં પડવાનું નહીં. વૃદ્ધ શરીર અને આપણો ધંધો નહીં!' ગુણસુંદરી બોલી ઊઠી.

ડોસો હસ્યો:—'વારુ, ગુણસુંદરી, ડોસાને પણ જુઓ તો ખરાં? તમારો તો જન્મ પણ ન હતો અને આ બધા દેશમાં સાહેબ લોકો નવા આવતા હતા તે વખત તમારો વડીલ તરવાર બાંધી રજપૂતો ભેગો દોડતો હતો. શું કુમુદને માથે હરકત આવે ને હું જોઈ રહું? જો એમ થાય તો મારો અવતાર નિષ્ફળ જ. જો હરભમ હું અને અબદુલ્લો અમારી ટુકડી લઈ અત્યારે નીકળીશું તે સુભદ્રા ઓળંગી આગળ ચાલ્યા જઈશું તે જ્યારે કુમુદ મળશે ત્યારે અટકીશું અને એને લઈ આવશું. એની સાથે પણ માણસો

હશે તેને સાવધાન કરી આગળ પાછળ ચાલીશું. જાઓ મુખી અને હરભમ, તમે કહ્યા પ્રમાણે તૈયારી કરી પલકારામાં પાછા આવો; અને ગુણસુંદરી, તમે જરા મારા જૂનાં કપડાંમાંથી પાયજામો કઢાવો અને બીજાં કપડાં કહું તે કઢાવો. ફતેહસંગ તું મારે સારુ તમારા બધામાંથી કોઈની તરવાર સારી જોઈને લાવ, બંદૂક પણ લાવજે, અને.......'

ડોસો વધારે બોલવા માંડે છે એટલામાં તો સર્વ શૂરમંડળ તેના હુકમનો અમલ કરવા વેરાઈ ગયું.

સ્ત્રીમંડળ ડોસાનાં કપડાં લેવા ગયું. જૂના કાળમાં જ્યારે અંગ્રેજીકાળનો અમલ બેઠો ન હતો અને બધો દેશ લૂંટારા લોકના ત્રાસથી બારે માસ હથિયારથી સજ્જ રહેતો હતો; જ્યારે બ્રાહ્મણોને અને સ્ત્રીઓને પણ પોતાનું રક્ષણ કરવા જેટલી તત્પરતા રાખવી પડતી હતી, તેવા ભયંકર સમયમાં જેની જુવાનીનો મુખ્ય ભાગ ગયો હતો તે માનચતુર હથિયારના ઉપયોગમાં પાવરધો હતો, અને તેના હાથને એવી રીતે કસવાના પ્રસંગ પણ ઘણા મળ્યા હતા. નાનાસાહેબના બંડ પછી દેશ અશસ્ત્ર થયો છતાં, સશસ્ત્ર અવસ્થાનું શૂરાતન, બળ અને આવડ માનચતુરમાંથી અદૃશ્ય થયાં ન હતાં, અને ઘણે વરસે પ્રસંગ આવ્યે સૂતેલો સિંહ જાગ્યા પછી પણ સિંહ જ હોય છે તો માનચતુર આજ શૂરાતનની ઉશ્કેરાયેલી અવસ્થા અનુભવવા લાગ્યો.

“ચંદ્રકાંત, તમે તો ઘેર જ રહેજો—બધી સ્ત્રીઓનું રક્ષણ થશે. તે ભેગું તમારું પણ થશે. ખમા અંગ્રેજ બહાદુરને કે હથિયાર લઈ લીધાં અને સ્ત્રીઓની તેમ જ તમારા જેવા પુરુષોની સહુ ચિંતા ઉપાડી લીધી!”

પોતાની ચિંતામાં પડેલો ચંદ્રકાંત આ વાકયથી સાવધાન થયો. આભો બન્યો, અને દેશને અશસ્ત્ર કરનાર ધારાના વિચારમાં પડી સરકાર ઉપર મનમાં ખીજવાયો.

માનચતુર બોલ્યો :—"મુંઝાશો નહીં. આ ઉતાવળના પ્રસંગે વાદવિવાદ કરવાનો નથી, તમથી કાંઈ અમારી સાથે આવી નીપજે એમ નથી. કાયદાની તકરારો બહારવટિયા સાંભળે એમ નથી. હું તમને બંદૂક આપું પણ દારૂગોળાને ઠેકાણે કાંઈ તેમાં ચોપડીઓ ભરાય એવું નથી. મને વાત કરવા વખત નથી. હું હથિયાર બાંધી જાઉં છું. પાછો આવું એટલામાં આ વાત પર નિબંધ લખી કાઢજો."

## અભ્યાસ

૧. માનચતુરને 'જુવાન ડોસો' શા માટે કહ્યો છે ?
૨. માનચતુરે મુખીને શી સૂચનાઓ આપી ?
૩. આ પાઠમાં આવતાં કટાક્ષવાળાં વાકયો શોધી કાઢો.
૪. આજના ભણતરમાં માનચતુરને શી ખામીઓ જણાતી ?

## ૧૦

# જાપાનમાં કુસુમોત્સવ



જાપાનના રસ્તા ઉપરનું ચાધર

[ હિંદુસ્તાન જેવા એશિયા ખંડના ચીન, જાપાન વગેરે દેશો વિશે પણ આપણે જાણવું જોઈએ. જાપાનથી તો આપણા દેશમાં ઘણી ઘણી વસ્તુઓ આવે છે. પણ આપણે પરિચય તો જાપાનની સંસ્કૃતિનો મેળવવો જોઈએ. આ પાઠમાં જાપાનમાં ફૂલો તરફ કેવો પ્રેમ પ્રવર્તે છે તેની માહિતી આપવામાં આવી છે. જાપાનની પ્રજા ફૂલોની સુંદરતા અને સુગંધને કેવા રસથી માણે છે એ જાણીને આપણને આશ્ચર્ય થાય તેમ છે. ફૂલો તરફની પ્રીતિ ઉપરથી કોઈ પણ પ્રજાની સંસ્કૃતિ જાણી શકાય. આ પાઠ શ્રીમતી હંસાબહેન મહેતાએ લખેલો છે. તેઓ ગુજરાતી સાહિત્યમાં નાનાં નાનાં નાટકો, વાર્તાઓ અને બીજા ઘણા વિષયોના લેખિકા તરીકે જાણીતાં છે. ]

જાપાનનું નામ સાંભળી હું તો ખૂબ હોંશમાં આવી ગયો. એ નાનકડા દેશ વિષે મેં ભૂગોળમાં વાંચ્યું હતું. તે ઉપરાંત મારા નિશાળના શિક્ષકે પણ એને વિશે સારી સારી વાતો કરી હતી. 'પેલો ધૂમાડાવાળો પહાડ દેખાય છે તે ફુયુજીયામા ?' હું જાપાન વિષે કંઈક જાણું છું એ બતાવવા મેં ગરુડરાજને પ્રશ્ન કર્યો.

'ના; એ નહીં. પેલો દૂર, ઊંચો, બરફથી ઢંકાયેલો, ભૂરા વાદળમાં સફેદ કમળ જેવો શોભતો દેખાય છે તે જાપાનનો ઊંચામાં ઊંચો પવિત્ર પહાડ ફુયુજીયામા અથવા ફુયુજીસૅન અને પેલું આઘે સરોવર દેખાય છે એનું નામ બીવા. એ પણ બહુ પવિત્ર મનાય છે. એમાં નાહ્યાથી પુણ્ય મળે એમ જાપાનીઓ માને છે.

'જાપાન એટલો સુંદર છે કે એના સૌંદર્યની છાપ લોકોનાં જીવન પર પણ પડી છે.' ગરુડરાજ બોલ્યા : 'એમનાં ઘર પણ સ્વચ્છ અને સુંદર. એમને કુદરતનો પણ અતિશય શોખ. ત્યાંના ઉત્સવો પણ કુદરતના પ્રસંગો ઊજવનારા. આજે જ ટોકિયો (અહીંની રાજધાની છે તે) માં એક મોટો કુસુમોત્સવ થઈ રહ્યો છે. તારે જોવા જવું હોય તો જઈશું.'

'બીજુ કંઈ જોવાનું નથી ?' મેં આતુરતાથી પૂછયું.

'એમ તો જાપાનનો ઇતિહાસ બે હજાર વર્ષ જૂનો છે; એટલે ઘણી યે પ્રાચીન ઐતિહાસિક વસ્તુઓ અને શહેરો જોવાનાં છે. પણ બધું જોવાનો વખત નહીં મળે. તે છતાં ત્યાંના બે પુરાણાં પાટનગર જોઈશું. બાકી નાગાસાકી, ઓકાસા, કોબે અને યોકોહામાં જાપાનનાં મુખ્ય વેપારનાં બંદરો છે. તેં બીજાં બંદરો જોયાં છે એટલે એમાં તને મજા નહીં પડે.'

અમે ધીમે ધીમે નીચે આવવા લાગ્યા અને એક નાનકડી નદી આગળ ઊતર્યા. ‘ આવાં નાનાં નાનાં પાણીનાં ઝરણાં ને સરોવરો વગેરે જાપાનમાં ખૂબ છે. ’ એમ ગરુડરાજે મને કહ્યું. હું તો મોં ધોઈને નાહ્યો. પછી ગરુડરાજે કહ્યું કે ‘ જો આપણે આવે જ વેશે ફરીશું તો આપણને જોઈ લોકોને બહુ જ નવાઈ લાગશે. માટે અહીંના લોકો જેવા જ બની જઈએ. ’ એમ કહી એમણે મારા માથા પર હાથ મૂક્યો એટલે હું નાનો જાપાની બાળક બની ગયો અને પોતે જાપાની પુરુષ બની ગયા. અમારાં કપડાં પણ બદલાઈ ગયાં. મારાં સૂરવાલ અને પહેરણને બદલે હું તો ‘ હીમોનો ’ માં સજ્જ થઈ ગયો ! પછી ગરુડરાજે મને કહ્યું કે ‘ અહીં એક બીજાને મળીએ ત્યારે નમસ્કાર કે સલામ કરવાનો રિવાજ નથી પણ કમરમાંથી વાંકા વળી એક બે વાર નીચા નમવાનું. વળી સવારના મળીએ ત્યારે “ ઓટાયો–” એટલે સુપ્રભાત–એમ કહેવાનો રિવાજ છે; અને છૂટા પડતી વખતે “ સાયોનારા. ” તે માટે હવે તું ભૂલમાં નમસ્કાર બમસ્કાર ના કરતો. ’

આ તાલીમ લઈ હું ગરુડરાજની આંગળી પકડી આગળ ચાલ્યો. રસ્તામાં કેટલાએક લોકોને જોયા. આપણે ત્યાં નાનાં નાનાં છોકરાંને કેડમાં બેસાડીએ છીએ; જાપાનમાં તો એને કપડાં વતી વાંસા પર બાંધવાના, જાપાન દેશ ઊંચેથી તો બહુ નાનો લાગે જ; પણ નીચે આવ્યા પછી પણ આપણા દેશના પ્રમાણમાં બહુ જ નાનો નાનો લાગવા માંડ્યો. ત્યાંનાં ઘરો પણ લાકડાનાં ને વાંસનાં, મને તો ખૂબ ભૂખ લાગેલી, એટલે રસ્તામાં એક ચાગૃહ આવ્યું તેમાં અમે બેઠા. આવાં ચાગૃહો જાપાનમાં ઠેકઠેકાણે પુષ્કળ છે. અંદરથી પણ એવાં સ્વચ્છ ! બે કાચના કટોરામાં ચા આવી. આ ચામાં સાકર પણ નહીં અને દૂધ પણ નહીં; વળી

ચા પણ આપણા દેશની ચા કરતાં જુદી અને કદાચ એટલી નુકસાનકારક પણ નહીં હોય. ચા સાથે ખાવાને ચોખામાંથી બનાવેલી મીઠાઈ હતી. મેં તો પેટ ભરીને ખાધું અને પીધું.

ટોકિયો પહોંચતાં જ ત્યાં જાણે કોઈ મોટો ઉત્સવ હોય એમ લાગ્યું. એક મોટા બગીચામાં લોકોનાં ટોળે ટોળાં, આછા ગુલાબી રંગનાં ફૂલોથી લદાયેલાં 'બેરી'ના ઝાડ નીચે બેઠાં બેઠાં ચા પીતાં હતાં. ગરુડરાજે મને સમજાવતાં કહ્યું કે 'વસંત ઋતુના આગમનની વધામણી રૂપ જ્યારે બેરીનાં ઝાડ પર ફૂલો આવે છે ત્યારે એક મુકરર કરેલા રવિવારના દિવસે લોકો "વેનો" નામના બાગમાં મેળો ભરે છે. હજારો લોકો—આબાલવૃદ્ધ, સ્ત્રીપુરુષો આ બગીચામાં રંગબેરંગી કપડાં પહેરી જાય છે. ઝાડ નીચે બેસી ઉજાણી કરે છે અને ઘેર જતાં પહેલાં એકત્રીસ શબ્દની બનાવેલી બેરીના ફૂલ વિશેની એક કવિતા ઝાડ પર લટકાવી જાય છે.' જાપાનનો શિયાળો બહુ જ આકરો હોય છે; એટલે વસંત ઋતુ આવે છે ને ટાઢ ઓછી થાય છે તે લોકોને બહુ જ ગમે છે. શિશિરની ઠંડીથી કુદરત પણ મરી ગઈ હોય છે અને ઝાડ તદ્દન પાંદડાં વિનાનાં બોડાં થઈ જાય છે. વસંતના આગમનથી કુદરત સંજીવન થાય છે. વૃક્ષો નવપલ્લવિત થાય છે, ઝાડોને ફૂલો બેસવા માંડે છે; એટલે વસંતને પ્રેમપૂર્વક સ્વાગત આપતો ઉત્સવ લોકો ઊજવે એમાં શી નવાઈ!

અમે બંને પણ લોકોનાં ટોળાંમાં ભળ્યાં અને એક ઝાડ નીચે બેસી ચા પીવા લાગ્યા. મને તો ફેરિયાઓ જાતજાતનાં રમકડાં વેચતા હતા તે જોવાની ખૂબ મજા પડી. બાળકોનો આનંદ જોઈ મને પણ બહુ આનંદ થયો. જાપાનના લોકો મન મૂકીને ઉત્સવ ઊજવી શકે છે. તરત મને આપણો દેશ યાદ આવ્યો.

ઉત્સવ પ્રસંગે પણ આપણા લોકોનાં મોં નિસ્તેજ હોય તે યાદ આવ્યાં અને ખરે જ મારી આંખોમાં આંસું ભરાઈ આવ્યાં. 'આપણા લોકોનો ઉલ્લાસ કયાં જતો રહ્યો હશે? આપણે ત્યાં પણ ઉત્સવો તો હોય છે; પણ કોઈને મન મૂકીને ઉત્સવમાં ભાગ લેતા આપણે જોતા નથી તેનું શું કારણ?' મેં ગરુડરાજને પૂછ્યું. એતો હસ્યા ને બોલ્યા કે, 'તારો દેશ તો બુઠ્ઠો થઈ ગયો છે.' મને જરા ગુસ્સો આવ્યો ને કહ્યું કે 'જાપાનના તો બુઢ્ઢાઓ પણ આનંદ કરે છે. ઘડપણ આવે તેથી આનંદ શું કામ જતો રહે? એવું થાય તો તો મરવું વધારે સારું.' ગરુડરાજ તો ફરી હસ્યા અને મારો વાંસો થાબડી બોલ્યા : 'હિંદુસ્તાનનાં બાળકોમાં આજે આ જાતની ભાવના હશે તો હિંદુસ્તાનના ભવિષ્યને માટે સારું છે.' પછી મને સમજાવતા કહેવા લાગ્યા કે 'હિંદ માતાને માથે ગરીબાઈનો બોજો એટલો બધો લદાયો છે કે એ કમરમાંથી બેવડી વળી ગઈ છે. આવી સ્થિતિમાં એ બાપડીને આનંદ શું તે કયાંથી ખબર પડે? એ બોજો જ્યારે તમે ઓછો કરશો ત્યારે ફરીને તમે હસતાં શીખશો.' હિંદમાતાનો બોજો ઓછો કરવા હું તો ખૂબ આતુર બન્યો અને મેં ગરુડરાજને પૂછ્યું કે, 'એ બોજો શી રીતે ઓછો થાય?' ગરુડેરાજે કહ્યું કે, 'એક વખત જાપાન હિંદનું શિષ્ય હતું. હવે હિંદ જાપાન પાસેથી એક વસ્તુ શીખે; અને તે દેશાભિમાન. દેશાભિમાન માત્ર બોલવામાં જ નહીં, પણ કાર્યમાં. જાપાનમાં પણ અનેક ધર્મો છે, પણ એ બધા કરતાં યે એમનો શ્રેષ્ઠ ધર્મ એક જ, અને તે દેશ પ્રત્યેનો.'

અંધારું થતાં બધા વીખરાવા લાગ્યા. ગરુડરાજે એક જાપાની સાથે દોસ્તી કરી લીધી હતી. એણે અમને એને ઘેર જમવાનું તથા રાતના ત્યાં જ સૂઈ રહેવાનું આમંત્રણ આપ્યું. આથી ત્યાં લોકો

કેમ રહે છે એ જોવાની મને ઠીક તક મળી. ત્યાંનાં ઘરો મોટે ભાગે લાકડાનાં ને વાંસનાં હોય છે. એટલે જો આગ લાગે તો બહુ નુકસાન થાય છે. જો કે ધરતીકંપ વખતે આવાં ઘરોને પડી જવાની ધાસ્તી નહીં. ઘરમાં પેસતાં જ એક ઓસરી જેવું, અને પછી એક મોટો ઓરડો. જમવાનો ઓરડો કહો કે સૂવાનો ઓરડો કહો કે મળવાનો, તે આ જ. એ ઓરડાની જમીન સુંવાળી જાડી સાદડીઓથી લગભગ જડી દેવામાં આવે છે. રાતના વખતે એ ઓરડાના વિભાગ કરી નાખવામાં આવે છે. ખસેડી શકાય તેવા સાદડીના પડદા (જેને ત્યાં ફ્યુસ્યુમા કહે છે તે) નાખી દેવાથી ઓરડાની નાની ઓરડીઓ બની જાય છે. આ પડદા સાદડીની ભીંત જેવા જ લાગે છે. સવારના એને પાછા ખસેડી લેવામાં આવે છે. તે ઉપરાંત સફેદ પાતળા કાગળના પડદા (જેને શોજી કહે છે તે) પણ બહારના ભાગને રાત વખતે જુદો પાડે છે.



અમે બહાર અમારા જોડા કાઢી ઓરડામાં પેઠા અને ઘૂંટણ વાળી અર્ધે ઘોડે બેઠા. ત્યાં

પલાંઠીવાળીને બેસવાની રીત નથી, થોડીવાર વાતો કર્યા પછી નાના બાજઠો લાવવામાં આવ્યા અને તેના ઉપર અમારું જમવાનું ભાણું આવ્યું. ત્યાંના લોકોનો મુખ્ય ખોરાક તો ચોખા અને માછલી. જાપાન બેટ રહ્યો એટલે માછલાં પકડવાનો ધંધો ત્યાં સારો ચાલે છે. અને ગરીબમાં ગરીબ લોકો પણ એ દરિયાઈ ફળ ખાઈ શકે છે. જમવામાં પીણા તરીકે ચા તો હોય જ. તે ઉપરાંત કેટલાક લોકો ચોખામાંથી બનાવેલો 'સાકે' નામનો દારૂ પણ પીએ છે.

જમી રહ્યા એટલે બાજઠો પાછા અંદર લઈ ગયા. પછી સૂવાનો વખત થયો એટલે પડદાનાં ચોકઠાં ખસેડવામાં આવ્યાં અને અમારે માટે સૂવાને એક નાની ઓરડી તૈયાર થઈ ગઈ. ત્યાં સૂવા માટે પથારી કે પલંગ જેવી ચીજ જ નહીં. અમારા યજમાન અમારે બંનેને માટે લાકડાંનાં બે ઉશીકાં તથા બે રજાઈ લાવ્યા અને 'સાયોનારા' કહી કમરમાંથી વાંકા વળી નમન કરી ત્યાંથી ચાલી ગયા.

## અભ્યાસ

૧. જાપાનનાં બંદરો વિશે માહિતી આપો.
૨. એકબીજાને મળે ત્યારે જાપાનમાં શું કરવાનો રિવાજ છે ?
૩. જાપાની લોકો કેવી ચા પીએ છે ?
૪. ફૂલના ઉત્સવનું વર્ણન કરો.
૫. હિંદુસ્તાન માટે આ પાઠમાં શો બોધ આપવામાં આવ્યો છે ?
૬. જાપાન અને હિંદના સંબંધ વિશે તમે શું જાણો છો ?

# ૧૧

# દયાની દેવી



[ કાંઈ પણ સ્વાર્થ વગર અને વળી પોતાના સ્વાર્થનો ભોગ આપીને પણ જેઓ જીવનમાં મનુષ્યોની સેવા કરે છે તેમને ભૂલી જાય તો દુનિયા નગુણી જ કહેવાય. આ પાઠમાં એક સેવાભાવી વ્યક્તિનું ચરિત્ર આપવામાં આવ્યું છે. ફ્લોરેન્સ નાઇટિંગેલ એ નામ તો આજે દેશદેશમાં જાણીતું બન્યું છે. તેમનો પરિચય અહીં શ્રી. હીરાબહેન મહેતાએ આપ્યો છે. શ્રી. હીરાબહેન મહેતા મુંબાઈના શ્રી. નાથીબાઈ દામોદર ઠાકરશી કન્યા વિદ્યાલયમાં ગુજરાતીના પ્રોફેસર છે. અભ્યાસ કર્યા કરવો એ એમનો સ્વભાવ થઈ ગયો છે. આ નાના સરખા પાઠમાં પણ એમની એ અભ્યાસવૃત્તિ તમને દેખાશે. આ પાઠ તો એમણે બાળકો માટે લખ્યો છે એટલે જે કહેવાનું છે તે સરળતાથી જ કહ્યું છે. ]

આપણાં શહેરોમાં દરદીઓની સારવાર માટેની ઇસ્પિતાલો તમે જોઈ હશે. ત્યાં હરતીફરતી નર્સો દરદીઓની કેટલી બધી.

સારવાર કરે છે! દરદીઓને ખાવાપીવાની, દવાદારૂની, પહેરવા-ઓઢવાની, પાટાપીંડીની, તમામ પ્રકારની નાનામાંનાની જરૂરિયાતો પર નર્સો કેટલું ધ્યાન રાખે છે! તે સાથે કેટલી નિયમિત અને સ્વચ્છ રીતે તેઓ સારવાર કરે છે! આખી ઇસ્પિતાલ કેટલી ચોખ્ખી, હવાપ્રકાશવાળી અને ઘોંઘાટ વિનાની રાખે છે! આમ, દરદીઓ તદ્દન સાજા થઈ જાય તેને માટેની ઉપરની બધી જરૂરિયાતો ખાસ દાખલ કરાવનાર અને તે પ્રમાણે સુઘડ સારવાર કરી બતાવનાર એક સ્રી પ્રખ્યાત થઈ ગઈ છે. તે સેવાભાવી સ્રીનું નામ ફ્લોરેન્સ નાઇટિંગેલ.

ફ્લોરેન્સ નાઈટિંગેલનો જન્મ ઈ. સ. ૧૮૨૦ માં ઈટાલીના ફ્લોરેન્સ શહેરમાં થયો. તેથી તેનાં માબાપે ફ્લોરેન્સ શબ્દ તેના નામ સાથે રાખ્યો. નાઇટિંગેલનાં માબાપ અંગ્રેજ હતાં. અને પૈસાદાર તથા સારી લાગવગ ધરાવનારાં હતાં. દેખાવે તે ઊંચી, પાતળી, સુકોમળ અને સુંદર હતી.

નાઇટિંગેલે પોતાનો અભ્યાસ પિતાની દેખરેખ હેઠળ ઘરમાં જ કર્યો. છતાં, એના જમાનામાં જુવાન સ્રીઓને જે કંઈક શિક્ષણ મળતું, તેથી ઘણું વધારે શિક્ષણ એને મળ્યું હતું.

બાળપણથી જ નાઇટિંગેલ માંદાં અને દુઃખી પ્રાણીમાત્ર પર દયા રાખતી; એટલું જ નહીં, તેમની સેવા પણ કરતી. જ્યારે બીજાં બધાં બાળકો રમતાં હોય, ત્યારે નાઇટિંગેલ ઘાયલ કૂતરાની માવજતમાં હોય; અથવા માંદાં કે ગરીબ માણસોની ખબર કાઢતી હોય.

આમ તેનું બાળપણ વીત્યું. અને તેનો સ્વભાવ વધારે ને વધારે સેવાભાવી થતો ગયો. જેમ જેમ વર્ષો વીતવા માંડ્યાં,

તેમ તેમ તેને લાગ્યા જ કરતું કે દુઃખી અને માંદાંની સેવા કરવી તે એની ફરજ છે.

આ ઇચ્છાથી ૨૫ વર્ષની વયે સાલ્સબરિ ઇસ્પિતાલમાં નર્સ તરીકે કેળવણી લેવા માટે તેણે માબાપની રજા માગી; પણ તેમણે ના પાડી. કારણ, એ જમાનામાં નર્સોનો ધંધો બહુ હલકો ગણાતો. સમાજની હલકી કોમની અણઘડ સ્ત્રીઓ જ આ કામ કરતી. તેમને આ કામ પાછળ રહેલી સેવાની ભાવના કે ગંભીર જોખમદારીનું ભાન આવે તેવું શિક્ષણ પણ ત્યારે અપાતું ન હતું. એટલે, પૈસાદાર માબાપે પોતાની સુખસગવડમાં ઊછરેલી નાઇ-ટિંગેલને મહેનતવાળા અને આવા હલકા અને ગંદા ગણાતા ધંધામાં ન પડવા દેવા માટે બહુ બહુ પ્રયાસો કર્યા. અને તે આ 'ઘેલછા' ભૂલી જાય એ માટે તેને જુદા જુદા દેશોમાં મુસાફરી કરવા મોકલી દીધી.

પણ નાઇટિંગેલ પરદેશમાં ફરીને આનંદ ન મેળવી શકી; તેમ એ 'ઘેલછા' ભૂલી પણ ન શકી. એ તો દેશદેશની જુદી જુદી ઇસ્પિતાલોમાં, ગરીબોનાં ઝૂંપડાંમાં તથા નિશાળોમાં ફરી. આ બધું જોઇને તેણે ખૂબ જ્ઞાન મેળવવા માંડ્યું. ત્યાંથી પોતાને દેશ પાછાં વળતાં, લંડનની એક ઇસ્પિતાલમાં નાઇટિંગેલ દેખરેખ રાખવા માટે રહી. અને ત્યાં, દરદીઓની માવજત માટે ચોખ્ખાઈ તથા નિયમિતપણું તેણે ખાસ જરૂરનાં ગણ્યાં.

એકાદ વર્ષ પછી, ઈ. સ. ૧૮૫૪ માં ક્રીમિયાનું યુદ્ધ ફાટી નીકળ્યું. તેમાં ઇંગ્લંડ ફ્રાન્સ અને તુર્કસ્તાનની મદદથી રશિયા સામે યુદ્ધે ચઢ્યું. એ યુદ્ધમાં ઘવાયેલા સૈનિકોને સ્કુટેરાઈમાં ખોલેલી લશ્કરી ઇસ્પિતાલમાં લઈ જવામાં આવતા. સ્કુટેરાઇ, તે તુર્કસ્તાનમાં આવેલા કોન્સ્ટેન્ટિનોપલ શહેરનું નાનું એક પરું હતું.

ત્યાં ઘવાયેલા સૈનિકોની સારવાર તરફ તદ્દન બેદરકારી અને અવ્યવસ્થા રહેતી.

તે સમયે યુદ્ધખાતાનો મંત્રી સિડની હર્બર્ટ હતો. અને તે નાઈટિંગેલનો ખાસ મિત્ર થતો હતો. તેણે આ ઘાયલ સૈનિકોની સુઘડ માવજત માટે, નાઈટિંગેલને સ્કુટેરાઈ આવવાનું નિમંત્રણ મોકલ્યું. નાઈટિંગેલ તરત તૈયાર થઈ, અને પોતાની સાથે તેવી જ આડત્રીસ સેવાભાવી નર્સોને લઈ ત્યાં જઈ પહોંચી.

ત્યાં જઈને નાઈટિંગેલે જોયું તો ઘાયલ સૈનિકો પૂરી માવજત વિના એમને એમ મરતા હતા. તેણે એકદમ દવા, કપડાં, ખોરાક, પાટાપીંડી વગેરે મહા મુશ્કેલીએ એકઠાં કર્યાં, સાફસૂફ રાખવાની તમામ તજવીજ જાતે કરી, અને દિવસના વીસ વીસ કલાકની સતત જાતમજૂરીથી સહુ સૈનિકોની મમતાભરી માવજત કરી. આને લીધે ઘાયલોની મરણસંખ્યા એકદમ ઘટવા માંડી. સૈનિકો સ્વભાવે સુધરવા માંડ્યા. જરૂર પડતાં, તેણે ઇસ્પિતાલનું મકાન વધાર્યું. અને તેમાં વધારે ઘાયલોને દાખલ કરવાની વ્યવસ્થા પણ કરી.

નાઈટિંગેલની આ ખંતભરી સેવાથી બધા સૈનિકોને તેને માટે અત્યંત આદરપ્રેમ થયો. આખા દિવસના કામ બાદ, રાતે સૂતાં પહેલાં નાઈટિંગેલ એકેએક સૈનિકને જોઈ જતી. માઈલોની લંબાઈ સુધી હારબંધ પડેલા સૈનિકોના ખાટલા પાસેથી, તે અત્યંત મમતાથી પસાર થતી. હાથમાં દીવો ધરીને ધીમેધીમે ફરતી નાઈટિંગેલને સહુ સૈનિકો પ્રેમથી જોઈ રહેતા. અને કાળો લાંબો ઝભ્ભો તથા સફેદ ટોપી પહેરેલી એવી તેની ભવ્ય, છતાં શાંત અને સ્નેહાળ આકૃતિ સહુ સૈનિકોના મનમાં રમી રહેતી.

યુદ્ધ પૂરું થયું. અને ઈ. સ. ૧૮૫૬ માં નાઇટિંગેલ ઈંગ્લંડ પાછી ફરી. તેની ઉદાર સેવાથી જગતભરમાં તેની ખ્યાતિ ફેલાઈ. રાણી વિકટોરિયાએ તેને ચાંદ આપ્યો; તથા ખૂબ માન આપ્યું. તેના નામની એક સંસ્થા કાઢી. તેમાં નર્સોને સુઘડ રીતની સારવારનું શિક્ષણ અપાવા માંડ્યું. આમ દરદીઓ માટે સુઘડ અને નિયમિત સારવારની પ્રથા તેણે દાખલ કરી.

સ્કુટેરાઈમાં તેણે ખૂબ શ્રમ વેઠ્યો હતો. તેથી તેની તબિયત લથડવા માંડી હતી. છતાં તે ૯૦ વર્ષ લગી જીવી, અને લોકોપયોગી કામો ઠેઠ સુધી તેણે કર્યાં. અંતે ઈ. સ. ૧૯૧૦ માં તે વીરાંગના મૃત્યુ પામી.

નાઇટિંગેલના જમાનામાં નર્સોનો ધંધો હલકો ગણાતો; દરદીઓની સારવાર ગમે તેમ થતી. નાઇટિંગેલે પવિત્ર આશયથી સેવા કરી; અને નર્સના આખા ધંધાનો તેણે ઉદ્ધાર કર્યો, તથા તેને ગૌરવવાળો બનાવ્યો, અને દરદીઓ માટે કાયમનું સુખ તેણે કરી આપ્યું.

## અભ્યાસ

૧. નાઇટિંગેલના બાળપણ વિશે જાણવા જેવું લખો.

૨. નાઇટિંગેલનાં માબાપ તેને નર્સ થવા દેવાની વિરુદ્ધ શા માટે હતાં ?

૩. સ્કુટેરાઈની લશ્કરી હૉસ્પિતાલ સુધારવા માટે નાઇટિંગેલે શા શા પ્રયત્નો કર્યા ?

૪. લશ્કરી અને મુલકી હૉસ્પિતાલ વચ્ચેનો તફાવત શો ?

૫. નાઇટિંગેલનું ટૂંકમાં જીવનચરિત્ર લખો.

૬. આવી બીજી કોઈ સેવાભાવી, દયાળુ સ્ત્રીનું નામ તમે સાંભળ્યું છે ? એના જીવન વિષે થોડી માહિતી આપો.

૭. નાઇટિંગેલને દયાની દેવી શા માટે કહી હશે ?

## ૧૨

# અંધારું



[ કવિ દલપતરામથી તમે અજાણ્યા હો એ તો ન જ બને. એમનાં કાવ્યો બાળકોને તો બહુ જ રુચે એવાં છે. આપણા દેશમાં નવો જમાનો શરૂ થયો ત્યારના અગ્રણી તરીકે તેમની ગણના થાય છે. તેમણે કાવ્યો, નાટકો અને બીજું ઘણું લખ્યું છે. અહીં તેમનું અંધારા વિશેનું કાવ્ય આપવામાં આવ્યું છે. અંધારા વિશે તે વળી કાવ્ય હોય? હા. શા માટે નહીં? કવિ દલપતરામ તો ગમે તે વિશે કાવ્ય રચી આપે એવા શક્તિમાન હતા. તેમણે રમૂજી કાવ્યો પણ લખ્યાં છે. તમે કોઈ દિવસ અંધારામાં ઊભા રહીને આજુ-બાજુ નજર કરી છે? તમને બીક લાગે ખરી? આ કાવ્યમાં કવિ શો અનુભવ વર્ણવે છે તે વાંચો. અને પછી અંધારા વિશે બીજા ઘણા કવિઓએ કાવ્યો લખ્યાં છે તે પણ વાંચજો. ]

રવિતણું તેજ છતે છુપાયું,
અંધારું પૃથ્વીપડમાં છવાયું;
તે જેમ જ્યારે શુભ રાજ્ય જાય,
અંધેર જ્યાં ત્યાં નજરે જણાય.

રવિ રહ્યો નાટક ખેલ છાનો,
હવે દીસે છે શશી આવવાનો;
આ અંધકાર પ્રસરી અડ્યો છે,
શું રંગભૂમિ પડદો પડ્યો છે!

કેવો દીસે છે વળી અંધકાર,
ચોફેર જોઈ ચિત્તમાં વિચાર;
વહી જતાં રાજ્ય દિનેશવાળું,
ધર્યું ધરાએ પટકૂળ કાળું.

નાના વડા પર્વત જે જણાતા,
હવે નથી તે નજરે જ થાતા;
તે જેમ જ્યારે પરરાજ્ય ફાવે,
ઉદાર કોઈ નજરે ન આવે.

### અભ્યાસ

૧. અંધારામાં કઈ કઈ વસ્તુઓ કવિના કહેવા પ્રમાણે દેખાતી બંધ થાય છે?
૨. સારું રાજ્ય જતું રહે પછી શું બને?
૩. પરરાજ્ય એટલે શું? સ્વરાજ્ય કોને કહેવાય?
૪. પર્વત, રવિ, અંધકાર, પટકૂળ, રાજ્ય;–આ નામોને યોગ્ય વિશેષણ લગાડો.
૫. તમે જોયેલા સૂર્યાસ્તના વખતનું વર્ણન કરો.

# ૧૩

# સૂર્યનું કુટુંબ




સૂર્ય અને બીજા ગ્રહોનું તુલનાદર્શક કદ

[ તમે આકાશ તરફ કદી નજર કરો છો ખરા ? રાત્રિ હોય, આકાશમાં ચંદ્ર અને અસંખ્ય તારાઓ હોય તે વખતે આકાશ જોવાની કેવી મજા આવે છે તે તમે કદી અનુભવ્યું છે ? તારાઓ મૂંગી વાતો કરે તે કદી તમે સાંભળી છે ? એ તારાઓમાંથી થોડાકનો પરિચય મેળવવા કદી પ્રયત્ન કર્યો છે ? આ પાઠમાં તારાઓ જેવા લાગતા થોડાક ગ્રહોનો પરિચય આપવામાં આવ્યો છે. પૃથ્વી ઉપરથી આપણને નાના નાના લાગતા એ ગ્રહો ખરી રીતે કેટલા મોટા છે અને કઈ દિશામાંથી કઈ દિશામાં પરિભ્રમણ કરે છે એ બધું તમે આ પાઠમાં શીખશો. આકાશમાં કેટલું મોટું વિશ્વ ભરેલું છે તેનો ખ્યાલ તમને આટલું જાણ્યા પછી જરૂર આવશે. આ પાઠના લેખક શ્રી. વ્રજરાય દવે છે. તેઓ સીનોરની હાઈસ્કૂલના હેડમાસ્તર છે અને વિદ્યાર્થીઓને આવી આવી વિગતોનું જ્ઞાન સરળતાથી આપે છે. આ પાઠમાં પણ તેઓએ આપણને કેટલું બધું જણાવ્યું છે એ આ પાઠ વાંચતાં તમારા ધ્યાનમાં આવશે. ]

જેમ માબાપ પોતાનાં બાળકોનું ભરણપોષણ કરે છે, તેમ પૃથ્વી સૂર્યનું બાળક હોવાથી સૂર્ય એને ગરમી અને પ્રકાશ આપે છે. જે આકાશી પદાર્થો સૂર્યમાંથી ઉત્પન્ન થયેલા છે, અને તેમાંથી

ગરમી અને તેજ મેળવે છે,તે પદાર્થો ગ્રહો કહેવાય છે. ગ્રહો સ્થિર તેજવાળા–એટલે કે ચમકારા વગરના છે, અને આકાશમાં પોતાનું સ્થાન બદલાવે છે. આપણી પૃથ્વી પણ એક ગ્રહ છે. તે સૂર્યની આસપાસ આકાશમાં ફરે છે. તેની એક પ્રદક્ષિણાના સમયને આપણે એક વર્ષ કહીએ છીએ. વળી પૃથ્વી પોતાની ધરીની આસપાસ ભમરડાની પેઠે ફરે છે. તેની આ ગતિ પરિભ્રમણ કહેવાય છે, અને એક પરિભ્રમણના સમયને આપણે એક દિવસ કહીએ છીએ.

સૂર્યની સરખામણીમાં પૃથ્વીનું કદ અને અંતર સમજવા માટે આપણી શાળાના ચોગાનમાં નવ ફૂટ વ્યાસનો એક ગોળો સૂર્યને બદલે મૂકીએ, તો તેનાથી એક હજાર ફૂટને અંતરે એક ઈંચ વ્યાસનો એક લખોટો પૃથ્વીને માટે મૂકી શકાય.

જેમ પૃથ્વી સૂર્યમાંથી ઉત્પન્ન થયેલી છે, તેમ ચંદ્ર પૃથ્વી-માંથી ઉત્પન્ન થયેલો છે; માટે તે ઉપગ્રહ કહેવાય છે. સૂર્યના પ્રમાણમાં ચંદ્ર આપણાથી એટલો બધો પાસે છે, કે "ફુલાઈંગ રાણી" માત્ર સાડા પાંચ મહિનામાં ત્યાં પહોંચી શકે. એ પૃથ્વીથી બે લાખ, ઓગણચાલીસ હજાર માઈલ દૂર છે, અને એનો વ્યાસ ૨૧૬૦ માઈલ છે. એક ઈંચના પૃથ્વીના લખોટાથી ચાર ફૂટ, આઠ ઈંચને છેટે એક નાનું ચણીબોર મૂકીએ તો તે ચંદ્ર થાય.

નાના બાળકો ચંદ્રને ચાંદામામા કહે છે, પણ એ ચાંદામામાને જ આઠ તો મોટા મોટા મામાઓ છે; એમાંના બે પૃથ્વી અને સૂર્યની વચ્ચે આવેલા છે; માટે તે બંને આંતર ગ્રહો કહેવાય છે.

ઉનાળામાં સૂર્યાસ્ત પછી તરત જ પશ્ચિમમાં, અને વર્ષાઋતુ પૂરી થયા પછી સૂર્યોદય પહેલાં પૂર્વમાં અતિશય તેજસ્વી જે ગ્રહ દેખાય છે તે શુક્ર છે. ગામડિયાઓ આને ભળકડિયો કહે છે. તે

ઘણો તેજસ્વી હોવાથી કેટલાક કહે છે કે ચંદ્ર મરી ગયા પછી એની ગાદી ઉપર ભળકડિયો બેસશે.

આ ભળકડિયો કે શુક્ર લગભગ આપણી પૃથ્વી જેવડો છે. તે ૨૨૫ દિવસમાં એક પ્રદક્ષિણા ફરે છે, અને તેનું એક પરિભ્રમણ પૂરું થતાં ત્રણ દિવસ લાગે છે.

આપણી પૃથ્વી કરતાં શુક્ર સૂર્યની વધારે નજીક છે, પણ સૌથી નજીક તો બુધ નામનો ગ્રહ છે. એનો વ્યાસ ચંદ્રના વ્યાસ કરતાં લગભગ દોઢો છે. તે અઠ્ઠયાસી દિવસમાં એક પ્રદક્ષિણા અને એક પરિભ્રમણ કરે છે.

અંતરના પ્રમાણમાં પહેલો બુધ, બીજો શુક્ર અને ત્રીજો ગ્રહ તે આપણી પૃથ્વી છે. સૂર્યના કુટુંબમાં આ સિવાય બીજા જે ગ્રહો છે તે બધા જ પૃથ્વી કરતાં યે વધારે દૂર છે.

આપણી પૃથ્વી ઉપર જેમ વનસ્પતિ અને પ્રાણીજીવન છે,



પૃથ્વી અને મંગળ

તેમ મંગળ નામના ગ્રહ ઉપર પણ હોવાની માન્યતા છે. દૂરબીન-માંથી મંગળનો દેખાવ આ માન્યતાનું કારણ છે.

મંગળ ઉપર જે લંબગોળ સફેદ ધાબું દેખાય છે, તે મંગળના દક્ષિણ ધ્રુવ પ્રદેશનો બરફ વિસ્તાર છે. આડા, ઊભા ને સીધા લીટા દેખાય છે તે વિશે મતભેદ છે. કેટલાક ખગોળશાસ્ત્રીઓ માને છે કે તે 'નહેરો' છે; અને ઉનાળામાં દક્ષિણ ધ્રુવ પ્રદેશનો બરફ ઓગળે તેના પાણીને દૂર લઈ જવા માટે મંગળની બુદ્ધિમાન વસ્તીએ આ 'નહરો' ખોદેલી છે. બીજો મત એવો છે કે આ લીટાઓ મંગળની સપાટીમાં પડેલી ભયંકર 'ફાટો' છે. એ છ માઈલ પહોળી અને ચાર હજાર માઈલ સુધીની જુદી જુદી લંબાઈની છે. આ લીટાઓ 'ફાટો' હોય કે 'નહેરો' હોય, પણ એટલું તો ચોક્કસ છે કે ધ્રુવના પ્રદેશના બરફ સાથે તેને નિકટનો સંબંધ છે; કારણ કે ઉનાળામાં એનો રંગ લીલો દેખાય છે, અને પાનખર ઋતુમાં એ લીટાઓ રતાશ પડતા રંગના દેખાય છે. આ ઉપ-રથી માનવામાં આવે છે કે મંગળમાં વનસ્પતિ હશે. મંગળનો બાકીનો ભાગ સપાટ મેદાન છે, અને તે પીળાશ પડતા નારંગી રંગનો દેખાય છે.



મંગળ

પૃથ્વીનો સૌથી મોટો ભાઈ બૃહસ્પતિ કે ગુરુ છે. એનો વ્યાસ અઠ્ઠયાસી હજાર માઈલનો છે, એટલે કે એક હજાર પૃથ્વીઓ એકઠી કરી એક મોટો ગોળો બનાવવામાં આવે તો તે ગોળો

ગુરુના કદનો બની શકે. આ ગ્રહ સૂર્યથી ૪૮ કરોડ, ૩૦ લાખ માઈલ દૂર છે; અને એની એક પ્રદક્ષિણાને બાર વર્ષો લાગે છે.



ગુરુ અને તેના ચાર ચંદ્ર

નવ ફૂટના સૂર્યથી એક માઈલ દૂર અગિયાર ઈંચના વ્યાસનો એક ફૂટબૉલ ગુરુને સ્થાને મૂકવો જોઈએ. તે શુક્ર કરતાં સહેજ ઓછો તેજસ્વી છે.



નરી આંખે દેખાતો સૌથી દૂર આવેલો ગ્રહ શનિશ્ચર છે. એનો વ્યાસ ૭૩૦૦૦ માઈલ છે, અને તે સૂર્યથી ૮૮ કરોડ, ૬૦ લાખ માઈલ દૂર છે. આપણી શાળાના ચોગાનમાં મૂકેલા સૂર્યથી પોણા બે માઈલને અંતરે નવ ઈંચ વ્યાસનો એક ફૂટબૉલ શનિને સ્થાને મૂકી શકાય.

શનિને દશ ઉપગ્રહો છે, તેમાં સૌથી મોટો બુધ જેવડો છે, અને નાનામાં નાનો ઉપગ્રહ માત્ર આકાશી ફોટામાં જ છેક ૧૯૦૫ માં માલૂમ પડ્યો. આ ચંદ્રમાળા ઉપરાંત શનિને ફરતી આકાશગંગા જેવી તેજસ્વી વીંટીઓ છે; અને તેથી જ સારા દૂરબીનમાંથી શનિ સૌથી સુંદર ગ્રહ દેખાય છે.



પૃથ્વી ઉપરથી જુદી જુદી વખતે દેખાતી શનિની કળા

સૂર્ય, ચંદ્ર, આંતરગ્રહો અને નરી આંખે દેખાતા બાહ્યગ્રહો વિશે આપણે શીખી ગયા. હવે જે માત્ર દૂરબીનમાંથી જ જોઈ શકાય છે એવા બહુ દૂર આવેલા બાહ્યગ્રહોની વાતો આપણે કરીશું.

હર્ષલ નામના સિપાહીગીરી કરતા ગવૈયાને ખગોળશાસ્ત્રમાં રસ પડવાથી પોતાના સમયનું સૌથી મોટું દૂરબીન બનાવી તેમાંથી ૧૩ મી માર્ચ ૧૭૮૧ ના રોજ તે આકાશદર્શન કરતો હતો. અચાનક ચમકારા કરતા તારાઓમાં સ્થિર પ્રકાશવાળો એક પદાર્થ તેણે જોયો. વધારે અભ્યાસ કરતાં તેને માલૂમ પડ્યું કે આ પદાર્થ એક ગ્રહ છે. આ ગ્રહ તે પ્રજાપતિ ( યુરેનસ ). આપણી સૂર્યમાળામાં આમ અકસ્માત સાતમો ગ્રહ ઉમેરાયો. પ્રજાપતિ સૂર્યથી એક અબજ, અઠ્ઠોતેર કરોડ, અડતાલીસ લાખ માઈલ દૂર છે અને એનો વ્યાસ ૩૧૦૦૦ માઈલ છે. એને ચાર ચંદ્રો છે. આપણા નવ ફૂટના સૂર્યથી સાડા ત્રણ માઈલ દૂર ચાર ઇંચના વ્યાસનો દડો પ્રજાપતિને સ્થાને મૂકી શકાય.

ગણિતશાસ્ત્ર પ્રમાણે નક્કી થયેલી પ્રજાપતિની પ્રદક્ષિણાના માર્ગમાં અનિયમિતતા જણાયાથી ખગોળશાસ્ત્રીઓએ અનુમાન કર્યું કે પ્રજાપતિથી પણ દૂર કોઈ ગ્રહ આ અનિયમિતતા ઉત્પન્ન કરનાર હોવો જોઈએ. ઍડમ્સ નામે અંગ્રેજ ગણિતશાસ્ત્રીએ આ ગ્રહનું સ્થાન નક્કી કરી એ વિષેનાં કાગળિયાં લંડનની વેધશાળાના ખગોળશાસ્ત્રીને આપ્યાં. તેણે એ કાગળો કેટલાંક અઠવાડિયાં સુધી પોતાના મેજના ખાનામાં મૂકી રાખ્યાં. તે દરમિયાન લેવેરિયર નામના ફ્રેંચ ગણિતશાસ્ત્રીએ પણ આ ગ્રહનું સ્થાન નક્કી કરી બર્લિનની વેધશાળામાં પોતાના કાગળો મોકલાવ્યા. બર્લિનના ખગોળશાસ્ત્રીએ તરત જ દૂરબીનમાંથી જોતાં લેવેરિયરે નક્કી કરેલા સ્થાને એક ગ્રહ દેખાયો. આ શોધની વાત પ્રસિદ્ધ થઈ ત્યારે લંડનના ખગોળ-

શાસ્ત્રીએ ઍડમ્સના કાગળો યાદ કરી તેને શોધી કાઢ્યા, અને તેમાં બતાવેલે સ્થાને દૂરબીનમાંથી જોતાં તેણે પણ એક ગ્રહ જોયો. સારું કામ કરવાની મુલતવી રાખવાની કુટેવને લીધે એક નવો ગ્રહ શોધી કાઢવાનું માન આ પ્રમાણે અંગ્રેજ પ્રજાને મળ્યું નહીં; પણ જર્મન પ્રજા એ માન જીતી ગઈ. આ નવો ગ્રહ તે વરુણ ( નેપ્ચ્યુન ). આ ગ્રહ સૂર્યથી ૨ અબજ, ૭૯ કરોડ, ૩૫ લાખ માઈલ દૂર છે. એનો વ્યાસ ૩૫ હજાર માઈલનો છે. આ ગ્રહને સૂર્યની આસપાસ એક પ્રદક્ષિણા પૂરી કરતાં ૧૬૫ વર્ષો લાગે છે. એને એક ચંદ્ર છે. આપણા નવ ફૂટના સૂર્યથી સાડા પાંચ માઈલ દૂર સાડા ચાર ઈંચના વ્યાસનો દડો વરુણ માટે મૂકવો જોઈએ.

વરુણની કક્ષામાં પણ અનિયમિતતા દેખાવાથી ખગોળ-વેત્તાઓ એક વાર ફરીથી કામે લાગ્યા, અને છેક ૧૯૩૦ માં યમ ( પ્લુટો ) નામના નવમા ગ્રહનું કદ નક્કી કરવામાં આવ્યું. આ ગ્રહ મંગળ જેવડો છે, તે સિવાય એના વિશે બીજું કશું જાણવામાં આવ્યું નથી.

બુધ, શુક્ર, પૃથ્વી, મંગળ, ગુરુ, શનિ, પ્રજાપતિ ( યુરેનસ ), વરુણ ( નેપ્ચ્યુન ) અને યમ ( પ્લુટો ) આ નવ મોટા ગ્રહો ઉપરાંત શનિના ગ્રહ ગણની વીંટીઓ જેવી અતિશય નાના નાના ગ્રહોની એક વીંટી મંગળ અને ગુરુની વચ્ચે આવેલી છે. તે પણ સૂર્યની આસપાસ ફરે છે. તેમાં એરોસ નામનો ગ્રહ માત્ર ૨૦ માઈલના વ્યાસનો છે. આ ઉપરાંત આપણી સૂર્ય-માળામાં કેટલાક ધૂમકેતુઓ છે. તેમાંના કોઈ કોઈ ધૂમકેતુઓ સૂર્યથી પ્રજાપતિના અંતર કરતાં વીસ ગણા અંતર સુધી આકાશમાં

દૂર દૂર નાસી જઈ પાછા આવે છે. હેલીનો ધૂમકેતુ દર પંચોતેર વર્ષે દેખા દે છે.

## અભ્યાસ

૧. પૃથ્વીથી સૂર્ય કેટલો મોટો છે ?

૨. બાહ્યગ્રહો કોને કહેવામાં આવે છે ?

૩. શનિનો ગ્રહ દૂરબીનમાં કેવો દેખાય છે તે કહો.

૪. નેપ્ચ્યુનગ્રહ કોણે, કેવી રીતે શોધી કાઢ્યો ?

૫. દૂરબીન વડે મંગળના ગ્રહમાં શું શું જોઈ શકાય છે ?

૬. એકંદરે કેટલા ગ્રહો છે ? તે બધાનાં નામ કહો.

# અષો જરથુષ્ટ્ર



[ જગતમાં જુદા જુદા ઘણા ધર્મો પ્રવર્તે છે. એ બધા ધર્મો સ્થપાયા છે તો સર્વ મનુષ્યોના હિતને માટે, પણ મનુષ્ય તો ઘણી વાર ધર્મનો પણ દુરુપયોગ કરે છે. એ ધર્મોના સંસ્થાપકોનાં ચરિત્ર આપણે જાણીએ તો ધર્મનું રહસ્ય સમજવું સહેલું થઈ પડે છે. આ પાઠમાં પારસીઓના ધર્મના સંસ્થાપક અષો જરથુષ્ટ્રનો પરિચય આપેલો છે. પારસી ભાઈઓ સાથે તો ગુજરાતનો ગાઢ સંબંધ છે એટલે તેમના ધર્મનું અને એ ધર્મના સંસ્થાપકના જીવનનું બને તેટલું જ્ઞાન આપણે અવશ્ય મેળવવું જોઈએ. નહીંતર તો ખુદ ગુજરાત વિશેનું આપણું જ્ઞાન પણ અધુરું કહેવાય. આ પાઠ જાણીતા કવિ શ્રી. જહાંગીર માણેકજી દેશાઈનો લખેલો છે. ગુજરાતી સાહિત્યના તેઓ સારા અભ્યાસી છે અને શુદ્ધ ગુજરાતી લખનારા થોડાક પારસી ભાઈઓમાંના તેઓ એક છે. અષો જરથુષ્ટ્રના જીવનનું રહસ્ય આ પાઠમાં તેમણે સમજાવેલું છે. ]

પારસીઓના પયગંબર અષો જરથુષ્ટ્રનો જન્મ આશરે ૪૦૦૦ થી વધુ વર્ષોની વાત પર ઈરાન દેશના ‘ રએ ’ શહેરમાં થયો હતો. એમના પિતાનું નામ “ પૌરુશસ્પ ” અને માતાનું નામ “ દોધ્દો ” હતું. અને એમની ઓલાદ પાદશાહ ફરેદૂન સુધી લંબાયેલી હતી.

એમના બચપણની હકીકત ધર્મશાસ્ત્ર અવસ્તામાં મળતી નથી, પરંતુ એમણે પોતે ધર્મપ્રચારાર્થે આપેલાં વ્યાખ્યાનો ઉપરથી આપણે જાણી શકીએ છીએ કે પુખ્ત ઉમરે આવતાં એમને જગત, જીવ અને ઈશ્વર વિશે વિચારો આવવા માંડ્યા, અને દશ વર્ષના એકાંતસેવન, મનનચિંતન અને નિદિધ્યાસનથી એમને પ્રતીત થયું કે સૃષ્ટિનો સરજનહાર એક જ અહુરમઝ્દ (પરમેશ્વર) સિવાય અન્ય કોઈ નથી. વખત જતાં એઓ આત્મજ્ઞાનમાં એટલા આગળ વધ્યા કે એમને સાક્ષાત અહુરમઝ્દના અને મુખ્ય ફિરસ્તાઓનાં દર્શન થયાં હતાં એમ કહેવાય છે.

અષો (પવિત્ર) જરથુષ્ટ્ર જેવા પુણ્યાત્માને આ ક્ષણભંગુર દુનિયામાં જન્મ લેવાનું શું પ્રયોજન? એમ કહેવાય છે કે એમના જન્મ અગાઉ સૃષ્ટિપટ પર અધર્મ, અનાચાર અને અંધેરનું સામ્રાજ્ય વ્યાપ્ત થયું હતું અને દુષ્ટોનો ત્રાસ ભારે થઈ પડવાથી ભૂમાતાએ સર્વપિતા અહુરમઝ્દને વિજ્ઞપ્તિ કરી કે આ જુલમગારી મારાથી વધુ સહન થાય એમ નથી, માટે તું કોઈ તારક ને મોકલ કે તે આ સઘળી બૂરાઈનો નાશ કરી મને ઉગારે. પરમકૃપાળુ પરમાત્માએ આ વિનંતી સાંભળી અષો જરથુષ્ટ્રને અત્રે મોકલ્યા કે જગતના જનોનો ઉદ્ધાર કરી તે અત્યાચારો અને દુષ્કર્મોનો વિધ્વંસ કરે. એમનો જન્મ થતાં જ સઘળે કુદરતમાં આનંદઘનના ઉમળકા છવાઈ રહ્યા અને જાણે ધરતીમાતાએ ઉદ્‌ગાર કર્યો કે: "ધનભાગ્ય અમારાં કે અષો જરથુષ્ટ્રે અહીં અવતાર લીધો!"

એમનો જન્મ થયા અગાઉથી જ એમણે ચમત્કારો કરવા માંડ્યા હતા. એમના જન્મ પહેલાં એમની માતાને એક અદ્‌ભુત સ્વપ્ન આવ્યું હતું અને તે ઉપરથી સૌ જાણી શક્યાં કે તેને

પેઠે એક મહાન વિભૂતિ જન્મનાર હતી. જ્યારે એમનો જન્મ થયો ત્યારે એમના ઘરમાં પ્રકાશ પ્રકાશ થઈ રહ્યો. પ્લીની કહે છે કે જન્મ પછી એમના માથા પર હાથ મૂકતાં માથાની અંદરના ધબકારાને લીધે મૂકનારનો હાથ દૂર ઊડી જતો હતો, જે એ બાળકનું વિલક્ષણ બુદ્ધિચાતુર્ય બતાવતું હતું. વળી જન્મતી વેળા એઓ હસ્યા હતા ! શા માટે ? કારણ કે તેઓ સાધુ–પુરુષોનું પરિત્રાણ કરી અને કુકર્મીઓનો વિનાશ કરી સમગ્ર સૃષ્ટિનું અભ્યુત્થાન કરી જીવન ઉજાળનાર હતા. એવી વ્યક્તિઓ દુનિયામાં વિરલ જ હોય છે. એમના શહેરનો હાકેમ દોરાંસરૂન નામે નરાધમ હતો. તેણે જાણ્યું કે આ અલૌકિક બાળકથી મને જરૂર હાનિ પહોંચશે. એવું ધારી તે દૂધમલ બાળકનો નાશ કરવા તેણે અનેકાનેક યુક્તિપ્રયુક્તિઓ રચવા માંડી. તેણે તે શિશુને ગાયના ટોળામાં તેમ જ વરુ જેવાં હિંસક પ્રાણીઓના ટોળામાં નખાવ્યું; તેને અગ્નિની ચિતામાં ફેંક્યું; તેને પાણીમાં નાખ્યું, પરંતુ ઈશ્વર-કૃપાથી એ દેવદૂતના વાળને પણ ઈજા પહોંચી નહીં. એઓ મોટી ઉમરના થયા અને ધર્મ ફેલાવવા લાગ્યા ત્યારે એમના ઘણા દુશ્મનો ઊભા થયા અને એમને હેરાન હેરાન કરવા લાગ્યા, પણ એ પયગંબરની ઈશ્વર ઉપર અચળ શ્રદ્ધા હોવાથી કોઈ પોતાની દુષ્ટ નેમમાં ફાવી શક્યું નહીં. ધર્મસંસ્થાપના કરતાં એમને કેટલી મુશ્કેલી નડી હશે તેનો એટલા પરથી જ ખ્યાલ આવશે કે પહેલાં બાર વર્ષમાં એમને માત્ર એક જ શિષ્ય મળ્યો હતો.

એમણે પોતાનો મઝહબ કેવી રીતે ફેલાવ્યો ? એ પણ એક અકલ્પ્ય અને અવર્ણનીય ઘટના છે. એમનો પહેલો શિષ્ય એમનો પિત્રાઈ હતો. ત્યાર પછી ધીરે ધીરે એમના અનુયાયીઓ વધવા લાગ્યા. લોકોની આગળ જે ભાષણો એઓ કરતા તેમાંનાં કેટલાંક

હજી જળવાઈ રહ્યાં છે, જે "ગાથા"ને નામે ઓળખાય છે. એઓ શ્રોતાઓને સ્પષ્ટ કહેતા કે: "હું તમને જે કહું તે ધ્યાનથી સાંભળો, તમારી સ્વતંત્ર વિચારશક્તિથી તે ઉપર મનન કરો, અને પછી તમો દરેક જણ સારું નરસું સમજીને તમને પોતાને જેમ ઠીક લાગે તેમ કરો." પોતાનો ધર્મ ફેલાવવા એમણે બળજબરી વાપરી નથી. એવી રીતે એમના અનુયાયીઓની સંખ્યા વધતી જવાથી એમના શત્રુઓ ગભરાયા અને એમને લાલચ આપવા લાગ્યા કે: "તું જો આ ધર્મ તજી દઈ અમારી સાથે ભળે તો તને રાજા બનાવીએ!"

પરંતુ એમણે એ માગણી ધિક્કારી કાઢી કહ્યું: "મારા આત્મા, શરીર અને બુદ્ધિને છુટ્ટાં પાડવામાં આવે તો પણ હું મારા ધર્મનો ત્યાગ કરું નહીં!"

ત્યાર પછી તેઓ બલ્ખના પાદશાહ ગુશ્તાસ્પની આગળ ગયા. તેના દરબારમાં પણ અનેક ચમત્કારો બતાવ્યા; જેથી પાદશાહની તેમ જ દરબારીઓની ખાતરી થઈ, અને ગુશ્તાસ્પે, તેની રાણીએ, તેના વજીર જામાસ્પે અને બીજાઓએ સહર્ષ તેનો ધર્મ સ્વીકાર્યો. આ વાતની જાણ જ્યારે તુરાનપતિ અર્જાસ્પને થઈ ત્યારે તેણે ગુશ્તાસ્પની ઉપર પત્ર લખી કહેવડાવ્યું કે: 'આ નવો મઝહબ તું છોડી દે, નહીં તો હું મોટું લશ્કર લાવી ઈરાનને ખેદાનમેદાન કરી નાખીશ.' ગુશ્તાસ્પ તો જરથોસ્તી ધર્મ ઉપર જ મક્કમ રહ્યો જેથી અર્જાસ્પે તેના પર હલ્લો કર્યો. ઘણી લડાઈઓ થઈ જેમાં શાહી કુટુંબનાં ઘણાં માણસો માર્યા ગયાં. ગુશ્તાસ્પનો ભાઈ જરીર પણ રણમાં પડ્યો, પરંતુ આખરે ગુશ્તાસ્પના પુત્ર અસ્ફંદયારે અર્જાસ્પને હરાવ્યો. આ જ લડાઈમાં અષો જરથુષ્ટ્ર પણ આતશ બહેરામમાં પ્રાર્થના કરતા હતા ત્યારે તુરબરાતુર નામે સરદારના હાથથી એઓ

મરણ પામ્યા, જો કે મરતાં મરતાં તેમણે તેને પણ મારી નાખ્યો. આ વખતે એમની ઉંમર ૭૭ વર્ષની હતી. આ લડાઈ પછીથી એમના ધર્મનો ફેલાવો સપાટાબંધ થવા લાગ્યો હતો.

અષો જરથુષ્ટ્રે વૈરાગ્ય અને દેહકષ્ટને પોતાના ધર્મમાંથી તિલાંજલી આપી છે. તેઓ સંસારી જીવનમાં માનતા હતા અને સંસારમાં રહીને જ પ્રભુને સાધવાનો ઉપદેશ આપતા હતા. એઓ પોતે પરણ્યા હતા અને એમની સ્ત્રીનું નામ 'હુજોવી' હતું. એમને ત્રણ પુત્ર અને ત્રણ પુત્રી થયાં હતાં.

એમનો ઉપદેશ તદ્દન સાદો ને સરળ છે. એઓ 'ગાથા' માં 'અષોઈ' કિંવા તનમનની પવિત્રતા ઉપર બહુ ભાર મૂકે છે. એમના ધર્મના મૂળભૂત સિદ્ધાંતો, હુમત, હૂખ્ત, હૂવર્શ્ત (ભલા વિચાર, વચન અને કામો) છે. સત્યને વિશેષ મહત્ત્વ આપી એમણે કહ્યું છે કે: "સત્યના રસ્તામાં જ અહુરમઝ્દનું ઠેકાણું છે." ભલા વિચાર વિરુદ્ધ બૂરા વિચાર ("હેરેમન") ની જે કલ્પના હાલ પ્રચલિત છે તે પાછલા જમાનાની છે. અષો જરથુષ્ટ્રે અહુરમઝ્દને જ સર્વોત્કૃષ્ટ જગતકર્તા ગણ્યો છે અને તેનો કોઈ પ્રતિસ્પર્ધી નથી. એના અનુયાયીઓ 'જરથોસ્તી' કહેવાય છે અને તેમની સંખ્યા લાખ ઉપરની છે.

## અભ્યાસ

૧. જરથુષ્ટ્રના જન્મ પૂર્વેના અને જન્મ વખતના પ્રસંગોનું વર્ણન કરો.
૨. શહેરના હાકેમે બાળ જરથુષ્ટ્રને મારવા શા શા પ્રયત્નો કર્યા?
૩ પોતાનો ધર્મ ન ચલાવવા માટે એમને શી લાલચ આપવામાં આવી હતી?
૪. જરથુષ્ટ્રના મૃત્યુનો પ્રસંગ વર્ણવો.
૫. જરથુષ્ટ્રના ધર્મનું રહસ્ય સમજાવો.
૬. બીજા કોઈ ધર્મ સંસ્થાપકોનાં અને તેમના ધર્મનાં નામ કહો.

## ૧૫

# બાલાપુરનું બારું



[ શ્રી. સુંદરજી બેટાઈનાં કાવ્યો તમે વાંચ્યાં છે? આ પાઠમાં તેમનું એક કાવ્ય આપવામાં આવ્યું છે. તેઓ બેટ દ્વારકાના વતની છે એટલે સમુદ્ર અને ગોમતીનો એમને સારો પરિચય છે. અને સમુદ્રને કાંઠે તો બંદરો પણ હોય ને? પણ આજે તો ઘણાં પ્રાચીન બંદરો નાશ પામી ગયાં છે અને ત્યાં માત્ર નાનાં સરખાં બારાં જ રહ્યાં છે. આવા એક બારાનું વર્ણન આ કાવ્યમા છે. શ્રી. બેટાઈ સરસ વિગતો આપીને એ બારાનો પરિચય આપે છે. એમના કાવ્ય સંગ્રહમાંથી બીજાં કાવ્યો પણ તમે જરૂર વાંચજો. એમણે સરસ ગીતો પણ લખ્યાં છે, ભજનો પણ લખ્યાં છે. એમનો કવિવર ટાગોરનો પરિચય આપતો પાઠ પણ આ વાચનમાળામાં જ તમને મળશે. ]

ખેડી તુફાનો દરિયા તણાં ઘણાં,
પરદેશનાં કૌતુકના ખજાના
ભરી ભરી, આરબ ઘોડલા સમા
લ્હેકંત મ્હારે વિજયંત ચાલે,

ફરકાવતા કૈં સફરી ફતેહના
અનેકરંગી અગણ્યા જ વાવટા,
હ્યાં આવતા, નાંગરતા નિરાંતે,
રૂડા અરબ્બી બગલા સમુદ્રના:
પંખાળ એ અશ્વ ખરા સમીરના.

ઊંચા અને ગર્વછટા ભરેલા,
તે બોલતા બોલ કઠોર ભાસતા,
વિચિત્ર વેશે વિચરન્ત ઊજળા
અરબી ખલાસી અમ બાલ–આંખને
ઓછા નહોતા કંઈ કૌતુકે ભર્યા.

હ્યાં આવતા સૂરતના બતેલા,
બેઘાટ તોયે કુતુકો જગાડતા;
મલબાર ને કચ્છ તણાં વહાણો
ભર્યાં ભર્યાં હ્યાં નિરખ્યાં ય નાંગર્યાં.
હિંદુ મુસલ્‌મીન–અભેદ સાધતી
અનોખી નૌકાનગરી જ આ હતી!

માયાવી એ કેવળ ચિત્ર શું હતું?
આજે દિસે ઉજ્જડ બારું સામટું.
બે પાંચ હોડી, પણ રેતદાટી,
બે ચાર વ્હાણો, પણ તેજહીણાં.
રડ્યુંખડ્યું કો કદી દૃષ્ટિ આવતું,
પરંતુ એ પૂર્વતણી ધમાલ ક્યાં?
રેતાળ કાંઠો ભરચક્ હતો ત્યાં,
એકાંત ઊભું ગતકાલ શોચતું.

અમે વળી કૈં રખડેલ ગોઠિયા,
વૃદ્ધે ગણેલા ઊખડેલ આખલા,
ગિલ્લીદંડે વેળ હતા રમાડતા;
કુસ્તીદાવે કુંજરબાલ જેવા
ભીની રેતે અંગ ભભૂત ચોળતા.
કદી કદી કો તરફડાવી હોડલું
ઝંપાવતા છાછર નીરમાંહે.
ખલાસીઓને દબડાવતા કદી,
અને કદી જોઈ જ મુઠ્ઠીબંધા
પોબારતા – પાછું ન જોઈ થંભતા.
ને ગાળનાં તીર ખલાસીઓનાં
વાગ્યાં જ જાણે નવ હોય તેવા,
ખંખેરીને સર્વ જ રેતીભેળાં
નવાં તુફાનો મનમાં ઘટાવતા.
પરંતુ આજે શિશુશૂન્ય આ બધું,
હવે અહીં કો વઢવા ય ના રહ્યું.
છતાં ય હું ચિત્રપટે સરન્તી
જીવન્ત જોતો સહુ ભૂતસૃષ્ટિ;
ક્ષણેક આનન્દજલે લસન્ત
હું કો અદીઠું નિરખું જહાજ
ને સાંભળું દૂર સુકાનીસાદ.

### અભ્યાસ

૧. બાલાપુરના બારાની જૂની સ્થિતિ કેવી હતી ?
૨. કવિ પોતાના મિત્રો સાથે ત્યાં શી રમતો રમતા ?
૩. ખલાસીનું જીવન કેવું હોય છે તે કહો.
૪. કવિને શું શું યાદ આવે છે તે કહો.
૫. તમે જોયેલા કોઈ બંદરનું વર્ણન કરો.

## ૧૬

# ગંગામૈયા



[ ગુજરાતી સાહિત્યમાં કાકા કાલેલકરે શું શું લખ્યું છે એટલું જ માત્ર જણાવવું હોય તો પણ એક આખું પુસ્તક જોઈએ. કુદરત ઉપર તો એમને અગાધ પ્રેમ છે. આકાશના તારાઓ સાથે એ વાતો કરે છે. અને નદીઓના પ્રવાહમાં તો એ સાચું જીવન જુએ છે. તે ઉપરાંત પ્રવાસનો તો એમને બહુ શોખ છે. એટલે પ્રવાસ દરમિયાન હિંદુસ્તાનની નાની મોટી અનેક નદીઓનો એમણે પરિચય સાધ્યો છે. આ પાઠમાં એમનો ગંગા નદી સાથેનો પરિચય તમને જાણવા મળશે. ગંગા નદીની પ્રાચીનતા પણ જાણીતી છે. વળી એ નદી સાથે તો હિંદની સંસ્કૃતિ પણ જોડાયેલી છે. અને કાકા સાહેબ સંસ્કૃતિના જબરા અભ્યાસી છે અને અત્યારના યુગના મોટા ચિંતક છે. 'લોકમાતા' નામનું એમનું નાનું સરખું પુસ્તક નદીઓ વિશે છે. તે તો જરૂર વાંચી જજો. ]

ગંગા કશું ન કરત અને એકલા દેવવ્રત ભીષ્મને જન્મ આપત તો પણ આર્યજાતિની માતા તરીકે આજે પ્રખ્યાત હોત. ભીષ્મની ટેક, ભીષ્મની નિઃસ્પૃહતા, ભીષ્મનું બ્રહ્મચર્ય અને ભીષ્મનું તત્ત્વજ્ઞાન એ આર્યજાતિને માટે હંમેશનું આદરપાત્ર ધ્યેય

બની ચૂકયું છે. એવા મહાપુરુષની માતા તરીકે આપણે ગંગાને ઓળખીએ છીએ.

નદીને જો કોઈ ઉપમા છાજે તો તે માતાની જ છે. નદીને કાંઠે રહીએ એટલે દુકાળની બીક તો રહે જ નહીં. મેઘરાજા દગો દે ત્યારે નદીમાતા આપણો પાક પકવે. નદીનો કાંઠો એટલે શુદ્ધ અને શીતળ હવા. નદીને કાંઠે કાંઠે ફરવા જઈએ એટલે કુદરતના માતૃવત્સલ્યના અખંડ પ્રવાહનું દર્શન થાય છે. નદી મોટી હોય અને એનો પ્રવાહ ધીરગંભીર હોય ત્યારે તો કાંઠા ઉપર રહેનાર લોકોની જાહોજલાલી એ નદીને જ આભારી હોય છે. સાચે જ નદી જનસમાજની માતા છે. નદીકાંઠાના શહેરમાં શેરીએ શેરીએ આપણે ફરતા હોઈએ અને એકાદ ખૂણા તરફથી નદીનું દર્શન થાય ત્યારે આપણને કેટલો આનંદ થાય છે! શહેરનું મેલું વાતાવરણ કયાં ? અને નદીનું પ્રસન્ન દર્શન કયાં ? તરત જ ફેર જણાઈ આવે છે. નદી ઈશ્વર નથી પણ ઈશ્વરનું સ્મરણ કરાવનાર દેવતા છે. જો ગુરુને વંદન ઘટે છે તો નદીને પણ વંદન કરવું ઘટે છે.

આ તો થઈ સામાન્ય નદીની વાત. પણ ગંગામૈયા તો આર્યજાતિની માતા છે. આર્યોનાં મોટાં મોટાં સામ્રાજ્યો એ નદીને કિનારે જ સ્થપાયાં છે. કુરુપાંચાલ દેશનો અંગવંગાદિ દેશો સાથે ગંગાએ જ સંયોગ કર્યો છે. આજે પણ હિંદુસ્તાનની આબાદી ગંગાને કિનારે જ વધારેમાં વધારે છે.

ગંગાનું જ્યારે આપણે દર્શન કરીએ છીએ ત્યારે પાકથી ઊભરાતાં ખેતરો જ ધ્યાનમાં નથી આવતાં અને માલથી લદાયેલાં વહાણો જ ધ્યાનમાં નથી આવતાં, પણ વ્યાસ વાલ્મીકિનાં કવનો, બુદ્ધ–મહાવીરના વિહારો, અશોક, સમુદ્રગુપ્ત કે હર્ષ જેવા સમ્રા-

દ્ધાનાં પરાક્રમો અને તુલસીદાસ કે કબીર જેવા સંતજનોનાં ભજનો –એ બધાં યાદ આવે છે. ગંગાનું દર્શન એટલે શૈત્યપાવનત્વનું પ્રત્યક્ષ દર્શન.

પણ ગંગાનું દર્શન કંઈ એકવિધ નથી. ગંગોત્રી પાસેના હિમાચ્છાદિત પ્રદેશોમાંનું એનું રમતિયાળ કન્યારૂપ, ઉત્તરકાશી તરફનું ચીડદેવદારના કાવ્યમય પ્રદેશમાંનું મુગ્ધાસ્વરૂપ, દેવપ્રયાગના પહાડી અને સાંકડા પ્રદેશમાં ચમકીલી અલકનંદા સાથેની તેની રમત, લક્ષ્મણઝૂલાની કરાલ દંષ્ટ્રામાંથી છૂટ્યા પછી હરદ્વાર પાસેનું એનું અનેકધારે સ્વચ્છંદવિહરણ, કાનપુરને ઘસીને જતો એનો ઇતિહાસપ્રસિદ્ધ પ્રવાહ, પ્રયાગના વિશાળ પટ ઉપરનો એનો કાલીંદી સાથેનો ત્રિવેણીસંગમ–દરેકની શોભા કંઈક જુદી જુદી જ હોય છે. એક દૃશ્ય જોવાથી બીજાની કલ્પના ન આવી શકે. દરેકનું સૌંદર્ય જુદું, દરેકનો ભાવ જુદો, દરેકનું વાતાવરણ જુદું, દરેકનું માહાત્મ્ય જુદું.



પ્રયાગથી ગંગા જુદું જ સ્વરૂપ પકડે છે. ગંગોત્રીથી પ્રયાગ

સુધી ગંગા વર્ધમાન છતાં એકરૂપ ગણાય. પણ પ્રયાગ પાસે એને યમુના મળે છે. યમુનાનું તો પહેલેથી જ એવડું કાઠું છે. તે ખેલે છે, કૂદે છે, પણ રમતિયાળ નથી દેખાતી, ગંગા શકુંતલા જેવી તપસ્વી કન્યા દેખાય છે, જ્યારે કાળી યમુના દ્રૌપદી જેવી માનિની રાજકન્યા દેખાય છે. શર્મિષ્ઠા અને દેવયાનીની વાર્તા સાંભળીએ ત્યારે પણ પ્રયાગ પાસેના ગંગા અને યમુનાના મહામુશ્કેલીથી ભળતા શુક્લ-કૃષ્ણ પ્રવાહ યાદ આવે છે. હિંદુસ્તાનમાં અસંખ્ય નદીઓ છે. અને તેથી સંગમો પણ પાર વિનાના છે. આપણા પૂર્વજોએ આ બધા સંગમોમાં ગંગાયમુનાનો આ સંયોગ સૌથી વધારે પસંદ કર્યો છે. અને તેથી જ તેનું પ્રયાગરાજ એવું ગૌરવભર્યું નામ રાખ્યું છે. હિંદુસ્તાનમાં મુસલમાનો આવ્યા પછી જેમ હિંદુસ્તાનના ઈતિહાસનું રૂપ બદલાયું, તેમ જ દિલ્હી, આગ્રા, મથુરા



કાશીનું એક દૃશ્ય

અને વૃંદાવન પાસેથી આવતા યમુનાના પ્રવાહને લીધે ગંગાનું સ્વરૂપ પણ સાવ બદલાઈ ગયું છે.

પ્રયાગ પછી ગંગા કુલવધૂની પેઠે ગંભીર અને સૌભાગ્યવતી દેખાય છે. હવે પછી એને મોટી મોટી નદીઓ મળતી જાય છે. યમુનાનાં જળ મથુરાવૃંદાવનથી શ્રીકૃષ્ણનાં સ્મરણો અર્પે છે. જ્યારે અયોધ્યાથી આવતી સરયૂ આદર્શ રાજા રામચંદ્રના પ્રતાપી પણ કરુણ જીવનનાં સંભારણાં લાવે છે. દક્ષિણ તરફથી આવતી ચંબલ નદી રંતિદેવના યજ્ઞયાગની વાતો કરે છે, જ્યારે મહાન કોલાહલ કરતો શોણભદ્ર ગજ–ગ્રાહના દારુણ યુદ્ધની ઝાંખી કરાવે છે. આવી રીતે પુષ્ટ થયેલી ગંગા પાટલીપુત્ર પાસે મગધ સામ્રાજ્ય જેવી વિસ્તીર્ણ થઈ જાય છે. તો પણ ગંડકી પોતાનો અમૂલ્ય કારભાર લઈ આવતાં અચકાઈ તો નથી જ. બિહારની પ્રાચીન ભૂમિમાંથી



ગંગાનો ઘાટ–કાશી

આગળ વધતાં ગંગા ક્યાં જવું તેના જાણે વિચારમાં પડી જાય છે. આવો પ્રચંડ વારિરાશિ પોતાના અમોઘ વેગથી પૂર્વ તરફ ધસતો હોય તેને દક્ષિણ તરફ વાળવો એ શું સહેલી વાત છે? છતાં તે તેમ વળ્યો છે. બે સમ્રાટો અથવા બે જગદ્‌ગુરુઓ જેમ એકાએક એકબીજાને મળતા નથી, તેમ ગંગા અને બ્રહ્મપુત્રાનું થયેલું દેખાય છે. બ્રહ્મપુત્રા હિમાલયની પેલી પારનું બધું પાણી લઈને આસામ-માંથી પશ્ચિમ તરફ આવે છે અને ગંગા આ બાજુથી પૂર્વ તરફ જાય છે, એમનો સામસામે મેળાપ કેમ થાય? કોણ કોને પ્રથમ નમે અથવા કોણ કોને મારગ આપે? આખરે બંનેએ નક્કી કર્યું કે બંનેએ દાક્ષિણ્ય કેળવી સરિત્પતિનાં દર્શને જવું, અને ભક્તિ-નમ્ર થઈ જતાં જતાં જ્યાં બને ત્યાં રસ્તામાં એકબીજાને મળી લેવું.

આમ ગોલંદો પાસે જ્યારે ગંગા અને બ્રહ્મપુત્રાનાં વિશાળ જળ ભેગાં થાય છે, ત્યારે સાગર આથી જુદો હોતો હશે કે કેમ એવી શંકા ઊપજે છે. વિજય પ્રાપ્ત કર્યા પછી ઘડાયેલી સેના પણ જેમ અવ્યવસ્થિત થઈ જાય છે અને વિજયી વીરો ફાવે તેમ ફરે છે તેમ હવે પછી આ મહાન નદીઓનું થાય છે. અનેક મુખે તે સાગરને જઈને મળે છે. દરેક પ્રવાહનું જુદું જુદું નામ છે. અને કોઈ કોઈ પ્રવાહને તો એક કરતાં વધારે નામો છે. ગંગા અને બ્રહ્મપુત્રા એક થઈ પદ્માનું નામ ધારણ કરે છે. એ જ આગળ જતાં મેઘનાને નામે ઓળખાય છે.

આ અનેકમુખી ગંગા ક્યાં જાય છે? સુંદર વનનાં નેતરનાં ઝુંડ ઉગાડવા કે સાગરપુત્રોની વાસના તૃપ્ત કરી તેમનો ઉદ્ધાર કરવા? આજે જઈને જોશો તો જૂના કાવ્યમાંથી અહીં કશું રહ્યું નથી. જ્યાં જુઓ ત્યાં શણનાં ગૂણિયાં બનાવનારી મિલો અને

એવાં જ બીજાં ભમરાળાં કારખાનાં. જ્યાંથી હિંદી કારીગરીની અસંખ્ય વસ્તુઓ હિંદી વહાણમાં લંકા અથવા જાવાદ્વીપ સુધી જતી ત્યાંથી જ હવે વિલાયતી અને જાપાની આગબોટો પરદેશી કારખાનામાં બનેલો કચરો માલ હિંદુસ્તાનનાં બજારોમાં ભરી દેવા માટે આવતી દેખાય છે. ગંગામૈયા પહેલાંની પેઠે આપણને સમૃદ્ધિઓ અર્પે છે, પણ આપણા નબળા હાથ તે ઝાલી શકતા નથી. ગંગામૈયા! આ દૃશ્ય જોવાનું તારા નસીબમાં હજી ક્યાં સુધી હશે?

## અભ્યાસ

૧. ભીષ્મ પિતામહ કોણ હતા? એમને મહાપુરુષ શા માટે ગણવામાં આવે છે?

૨. નદીને માતાની ઉપમા શા માટે અપાય છે?

૩. ગંગાને આર્યજાતિની માતા શા માટે કહી છે?

૪. ગંગાનાં જુદાં જુદાં સ્વરૂપો જણાવો.

૫. આજે ગંગાકિનારે કેવાં દૃશ્યો નજરે પડે છે?

# ખાંસાહેબ અબદુલ કરીમ



[ મહાપુરુષો કોને કહેવાય? જેમના નામથી અને જેમની પ્રવૃત્તિથી સમસ્ત દેશને ગૌરવ મળે, એ બધા દેશના મહાપુરુષો ગણાય છે–ગણાવા જોઇએ. સંગીતના ક્ષેત્રમાં હિંદની કળાને ઉત્તમ સ્વરૂપમાં પ્રગટ કરનાર અબ્દુલ કરીમખાં સાહેબનો પરિચય આ પાઠમાં આપવામાં આવ્યો છે. એમને ન ઓળખો તો દેશની તમારી ઓળખાણ અધૂરી જ કહેવાય. આજે તો એમનો કંઠ વાજાની રેકર્ડોમાં જ સચવાઈ રહ્યો છે. મૂળ કંઠ તો દેવભૂમિમાં ગાન કરવા ચાલ્યો ગયો છે. તેમનો આ પરિચય શ્રી. જિતુભાઈ મહેતાએ કરાવ્યો છે. શ્રી. જિતુભાઈ શબ્દોને રમાડતા રમાડતા અજબ રચનાઓ પાથરે છે. સંગીતના સાચા સૂરે એ ડોલે છે, કંઠની મુલાયમતાથી એ પીગળે છે. અને ખાં સાહેબના કંઠનું પાન તો એમણે અનેક વાર કરેલું. આ નાના સરખા ચિત્રમાં પણ જિતુભાઈએ એમનું જિગર ઠાલવ્યું છે. અને લખાણમાં જિગર ઠાલવવું એ છે જિતુભાઈની કરામત. એમણે લખેલા પંખીઓના પરિચય તો તમે જરૂર વાંચજો. ]

મિરજમાં એક કબર છે. એના પર બુલબુલ આવી એનું ગીત નિતારી જાય છે કે નહીં એની ખાસ ખબર નથી, પણ દર વરસે હિંદુસ્તાનના નવા અને જૂના ગાયકો આ કબર પર સ્વરનાં ફૂલ ચડાવે છે. અહીંથી સંગીતની પ્રેરણા મેળવી તેઓ એમની તાલીમને આગળ વધારે છે.

આ કબરમાં જે કંઠ સૂતો છે એને વીસમી સદીના વિજ્ઞાને અકબંધ ગ્રામોફોનની રેકર્ડ ઉપર જાળવી રાખ્યો છે...એ કંઠ યાદ આવે છે ને સંગીતનો જન્મ થાય છે. આ કબર છે ખાં સાહેબ અબદુલ કરીમની.

નાનપણથી જ એમણે સ્વરનો ખોળો ખૂંદ્યો હતો. એમના બાપદાદા સંગીતકાર હતા. સોળમે વરસે તો અબદુલ કરીમનું ગળું એવું ફરતું કે નામી ઉસ્તાદો એ હલકથી હેરત પામી જતા.

મૂળ તો ખાંસાહેબ દિલ્હી પાસેના કિરાના ગામના- કિરાનાએ જગતને પહેલા નંબરના મલ્લરાજો આપ્યા છે ને સાથે સાથે આ ગામે મુલાયમ ગળાના સંગીતકારોની પણ હિંદને ભેટ ધરી છે. અબદુલ કરીમ એ એની સૌથી યાદગાર ભેટ.

અબદુલ કરીમ સોળમા વરસથી એમના સ્વરને સાથે લઈ હિંદમાં ફર્યા. વડોદરા અને જૂનાગઢ રાજ્યોમાં તેઓ વધુ સમય રહ્યા. વડોદરામાં તો એમણે ગવૈયા તરીકેની નોકરી પણ સ્વીકારી. ત્યારે ગુજરાતમાં દયારામની ગરબીઓ ગવાતી, નરસિંહ મહેતાનાં પ્રભાતિયાં કંઠે બાઝતાં, ભજનની સ્વરલિપિ પર ગુજરાતનું ગળું ફરતું, ગુજરાતી નાટકોનાં ગાયનો ગુજરાત ગણગણતું—અબદુલ કરીમ આવા ગુજરાતમાં દાખલ થયા. એમને ભજનના ઢાળ ખૂબ જ ગમ્યા. કાઠિયાવાડના ભજનના શ્રુતિના સૂરો એમણે ગળા

પર લઈ લીધા—ને એ વડોદરામાં નોકરી કરવા લાગ્યા. થોડા મહિનાઓ ગયા પણ રાજ્યનું દિવાનખાનું અબદુલ કરીમને પાંજરા જેવું લાગ્યું. અગન ચંડુલને પાંજરામાં પૂરી સાંભળવાનો શોખ ધરાવતા રાજામહારાજાઓની કદરનાં બંધન એમના મિજાજને કડવાં ઝેર જેવાં લાગ્યાં. એમણે ત્યારે જ નક્કી કરી નાખ્યું કે કોઈ એકાદા જણની સામે તંબૂર લઈ સંગીતની વિદ્યા રજૂ કરવાના એમને કોડ નહોતા. એમ કરવામાં તો સંગીત રાજમહેલમાં દટાઈ જતું હતું. સંગીતની કળા કોઈ એક જણની જ તાબેદારી ઉઠાવવા માટે સરજાઈ નહોતી જ....રાજામહારાજાના ચળકાટના એ જમાનામાં આ જુવાન ગાયકની નજર લોકો પર પડી ને એ નજર ત્યાં જ ઠરી ગઈ.

"મારો રાજા તો આ મારા લોકો. પ્રજાને ઓટલે બેસી હું સંગીત છેડીશ. પ્રજા મારા સંગીતની કદર કરશે તે દિવસે જ મને મારા સંગીતમાં વિશ્વાસ બેસશે."

આ નિશ્ચયને ઘૂંટી અબદુલ કરીમે વડોદરા રાજ્યની નોકરીને સલામ ભરી દીધી. બસ ત્યાર પછી ખાંસાહેબે કોઈ રિયાસતની નોકરી લીધી નહીં.

જાહેર પ્રજાની સામે એ ગાવા બેઠા. શરૂઆતમાં એમના જલસામાં ઓછા માણસો આવ્યા. પણ ખાંસાહેબ એ નાની સંખ્યાથી પણ ખુશ થયા. લોકો સંગીતમાં રસ લેતા થશે તે દિવસથી હિંદુસ્તાની સંગીત વિકાસ પામશે એવી એમને શ્રદ્ધા હતી—અને એમની આ શ્રદ્ધા ફળી.

દિવસો જતા ગયા, મહિના જતા ગયા, વરસો જતાં ગયાં, એમ એમ ખાંસાહેબના જાહેર જલસા લોકપ્રિય બનતા ગયા.

અને એની કમાણીમાંથી ખાંસાહેબ વિદ્યાર્થીઓને સંગીતનું દાન આપવા લાગ્યા. એક પાઈ લીધા વિના એમણે કેટલાયે શિષ્યો તૈયાર કર્યા. ખરો કળાકાર કોમવાદની પર હોય છે. એ હકીકત ખાંસાહેબે પુરવાર કરી. એમના ઘણાખરા શિષ્યો હિંદુ હતા.... ગરીબ વિદ્યાર્થીઓને પોતાને ઘેર રાખી, એમનાં કપડાં અને ભોજન વગેરેની જવાબદારી વહોરી એઓ એમને સંગીત શીખવવા લાગ્યા. આજે પણ મિરજમાં એમની આ ઘરશાળા ચાલુ છે.

અબ્દુલ કરીમ ફૂલોના રસિયા હતા. એમના એકેએક જલસામાં એમની સામે તાજાં ફૂલોની હાજરી હોવી જ જોઈએ. ઝાડપાનનો એમને ઘણો શોખ હતો. કેટલાંક ફળફૂલો અમુક જમીનમાં ઊગતાં નથી, એ ફળફૂલોની બરદાસ ઉઠાવી ખાંસાહેબે એમની મિરજની વાડીને ફળફૂલથી ઝુલતી બનાવી દીધી.

એ કહેતા—

"સ્વર તો દેખાતો નથી. એની બરદાસ કરીએ અને કંઠમાં એ ઊગી નીકળે તો પછી આ દેખાય એવાં બીજ અને છોડની સારવાર કરીએ તો જમીનમાંથી જવાબ મળ્યા વિના કેમ રહે?"

ખાંસાહેબે એક કૂતરો પાળ્યો હતો. એમને એવો વિચાર આવ્યો કે મહેનત કરી હોય તો કૂતરા જેવું જાનવર પણ ગાતાં શીખી જાય. તરત જ એમણે આ કૂતરાની તાલીમ શરૂ કરી. ને આ કૂતરો ખરેખર ગાવાનું શિખ્યો. ખાંસાહેબના એ જમાનાના જલસા જેઓએ સાંભળ્યા છે તેમને પૂછી જોજો—તેઓ તમને કહેશે કે તેમણે એ કૂતરાને તંબૂરા સાથે માલકંસ રાગ ગાતાં બરાબાર સાંભળ્યો હતો.

અબ્દુલ કરીમની ગૌહરન બાની હતી. એટલે કે એમની ગાયકી કરુણતાના ભાવો ઘૂંટતી. એમાં વિલાસની નકશી નહીં, રંગીલાપણું નહીં. ખાંસાહેબના ગળામાં હળવી ઠુમરી જતી તો એ પણ પવિત્ર ભાવનું વાતાવરણ લઈ બહાર આવતી.

"પિયા બીન નાહીં આવત ચૈન." આ મશહુર રેકર્ડ તમે સાંભળી છે? આ ઠુમરીમાં દર્દ છે, આધ્યાત્મિક હૃદયના ધબકારા છે. એકલપણાને ભવ્ય બનાવે તેવી હવા એ સ્વરમાંથી બહાર નીકળે છે. ખાંસાહેબના કંઠમાં બારિક શ્રુતિઓ બેસી જતી. ખાંસાહેબના રાગો બીજા ગવૈયાથી અલગ પડી જતા અને સાંભળનારાનાં કાળજામાં વાગી જતા એનું કારણ એમનો શ્રુતિ ઉપરનો કાબૂ.

કર્ણાટકી સંગીતનો પણ એમનો અભ્યાસ જબરો હતો. ત્રણ વરસ સુધી ખાંસાહેબ દક્ષિણ હિંદમાં ભટકયા હતા. ગામે ગામ ભટકી એમણે ગુણીજન પાસેથી કર્ણાટકી સંગીતનું રૂપ ઓળખ્યું હતું અને પછી તો એમની ખાસ શૈલીમાં એમણે આ રૂપને બહલાવ્યું હતું. દક્ષિણ હિંદના નામી સંગીતકારોએ પોતાના જ પૈસામાંથી સોનાનો કંઠો તૈયાર કરાવી ખાંસાહેબને "સંગીત રત્ન" નો દરજ્જો આપ્યો હતો.

ખાંસાહેબ અવારનવાર કહેતા "હું તો સ્વરની તલાશમાં ભટકું છું; સાચા સ્વરોની તલાશ–મારો આ પ્રવાસ પૂરો થશે ખરો?"

૭૨ મે વરસે પણ એમની આ તલાશ સંપૂર્ણ થઈ નહોતી.

એ કહેતા. "ખુદાને હું રોજ કહું છું કે જે દિવસે તું મારો કંઠ લઈ લેવાનો હો એ દિવસ પહેલાં તું મને પોતાને લઈ લેજે."

અબ્દુલ કરીમની આ બંદગીનો જવાબ મળ્યો.

મદ્રાસમાં ત્રણ દિવસ સંગીતનો જબરો ઉત્સવ ઊજવી તેઓ પૉંડિચેરી જવા નીકળ્યા અને આગગાડીમાં એકાએક એમની છાતીમાં દુઃખાવો ઊપડ્યો–તરત જ ખાંસાહેબ એમનો વહાલો રાગ ‘દરબારી’ ગાવા મંડ્યા અને કુરાનના કલમા એ સ્વરમાં ગૂંથાવા લાગ્યા. પોંડિચેરી સ્ટેશન આવવાને બહુ વાર નહોતી પણ એની પહેલાંના નાના સ્ટેશન પર ગાડી ઊભી રહી એટલે ખાંસાહેબ એમનું બુરનસ લઈ ઊતરી પડ્યા.

સ્ટેશનના નળે એમણે હાથ પગ ધોયા. બંદગી કરી. દરબારી રાગમાં કુરાનના કલમા પઢવાનું શરૂ રાખ્યું. અને બુરનસ બિછાવી એ સૂઈ ગયા–પછી એ ઊઠ્યા જ નહીં.

ખુદાએ એમના કંઠને સલામત રાખ્યો–દરબારી રાગ સાથે જ મોટા દરબારમાં એમને લઈ લીધા.

એમના મૃત દેહને મિરજ લઈ જવામાં આવ્યો. એના પર કબર ચણવામાં આવી.

આ કબર આજે અનેક સંગીતકારોને પ્રેરણા આપી રહી છે. એ કબરમાં ભારતનો મહાન ગાયક સૂતો છે.

## અભ્યાસ

૧. અબ્દુલ કરીમખાંને ગુજરાતનો પરિચય ક્યારે અને કેવો થયો ?
૨. તેમણે વડોદરા રાજ્યની નોકરી શા માટે તજી દીધી ?
૩. તેમણે પોતાના જ્ઞાનનો શો ઉપયોગ કર્યો તે દર્શાવો.
૪. એમને ખાસ શોખ શાનો હતો ?
૫. ખાંસાહેબના કૂતરાનો પ્રસંગ વર્ણવો.
૬. ખાંસાહેબનો સ્વભાવ કેવો હતો તેનો પરિચય આપો.
૭. ખાંસાહેબના મૃત્યુનો પ્રસંગ વર્ણવો.
૮. બીજા પ્રસિદ્ધ સંગીતકારોનાં નામ કહો.

## ૧૮

# સમયનું માપ

[ આજે તો ઘડિયાળ જોઈને તરત આપણે કહીએ છીએ કે આટલા વાગ્યા છે. પણ જે સમયે ઘડિયાળો ન હતી ત્યારે લોકો શું કરતા હશે તેનો તમે કદી વિચાર કર્યો છે ? બહુ જૂના કાળમાં શું થતું હશે ? કેટલા વાગ્યા એ જાણવાની જરૂર લોકોને ક્યારે પડી હશે ? શા માટે પડી હશે ? આ બધા સવાલોનો તમે કદી વિચાર કર્યો છે ? આ પાઠ વાંચતાં આ બધા સવાલોના જવાબ તમને મળી રહેશે. સમયના ભાગલા માણસે ક્યારે અને કેવી રીતે પાડ્યા તેની માહિતી આ પાઠમાં છે. આ પાઠના લેખક શ્રી. મોહનભાઈ નાગરજી પટેલ મુંબાઈની બાઈ કબીબાઈ હિંદુ હાઈસ્કૂલમાં વિજ્ઞાનના શિક્ષક છે. તેઓ આવી અઘરી અઘરી વાતો પણ સરળતાથી અને બાળકો સમજે તેવી રીતે કહી શકે છે. શિક્ષણ અને સહિત્ય માટે તેઓ સારું મમત્વ ધરાવે છે. ]

એક સમય એવો હતો કે જ્યારે માનવીને કાળનું ભાન ન હતું. પૃથ્વીના બીજા જંતુઓની જેમ એનું જીવન દિવસભરનું માત્ર હતું. ઊગતા સૂર્યના તેજથી તે સમજતો કે સવાર થયું. આથમતા સૂર્યથી એ જાણતો કે સાંજ પડી. દિવસ આખો કામ કરી રાત્રે એ આરામ કરતો. ભૂતકાળનું એને ભાન ન રહેતું. ભવિષ્ય શું તે એ સમજતો નહીં.

સમય જતાં માણસને કાળની કલ્પના આવી. તેણે સૂર્યને એક દિશામાં ઊગતો જોયો, બીજી દિશામાં આથમતો જોયો. ફરી ફરીને નિયમિત રીતે થતું, સૂર્યનું આ કાર્ય એની સમજમાં આવ્યું. એણે સૂર્યની આ દેખાતી ગતિથી કાળને માપ આપ્યું. આમ દિવસ અને રાત્રી એ સમયના બે ભાગ પડ્યા.

એક રાત્રે એણે ચંદ્રને અદૃશ્ય થતો જોયો. વળી પાછી ધીમે ધીમે એની કળાને વધતી જોઈ. એક રાત્રે એને પૂર્ણ કળાથી ખીલેલો જોયો. વળી એની કળાને ઘટતી નિહાળી. ફરી પાછો અદૃશ્ય થતો જોયો. આ ઉપરથી અમાસ અને પૂર્ણિમાની રાતો નક્કી કરી. માસના આંક માપ્યા અને મહિનાઓની કલ્પના બાંધી.

સૂર્યના ઉદયસ્થાનને એણે આંકવા માંડ્યાં. એનું એ સ્થાન બદલાતું જોયું. નિયમિત રીતે ફરતું જોયું. સૂર્યની સંક્રાંતિઓ ભાળી. સંક્રાંતિઓના કાળ દરમિયાન પૃથ્વી ઉપર થતા ઋતુઓના નિયમિત ફેરફારો જોયા. અને એ સંક્રાંતિઓથી વર્ષનું માપ માપ્યું.

સમય જતાં દિવસના ભાગ પાડતાં શીખ્યો. દિવસના પહોરો અને પહોરના ચોઘડિયાં; ચોઘડિયાંની ઘડીઓ અને ઘડીઓની પળો ને વિપળોની સૂક્ષ્મ કલ્પના કરી અને માપી. કાળનું આ માપ માપવાને એણે નવી નવી યુક્તિઓ શોધી.

એકસરખી ગતિથી ચાલુ નિયમિત રીતે ફરી ફરીને થતાં કોઈ કાર્યથી કાળનું માપ સહજ લઈ શકાય છે. સૂર્યની દેખાતી ગતિની અસર પૃથ્વીના પદાર્થો ઉપર જોઈ. પડછાયાની ક્રમશઃ વધઘટ અને દિશાફેર એના ધ્યાનમાં આવ્યાં. છાયાયંત્રની એણે શોધ કરી. એવાં છાયાયંત્રો કેટલાએ બાગમાં આપણે જોઇએ છીએ. પથ્થર કે માટીનો થાંભલો ચણ્યો. ઉત્તર કે દક્ષિણ દિશાભિમુખ એને રાખ્યો. વચ્ચે એક એવી આડી લાકડી જડી, કે જેથી



છાયાયંત્ર

સૂર્યનાં કિરણો એના ઉપર સીધાં પડે. લાકડીનો છાંયો થાંભલા ઉપર સૂર્યની ગતિ પ્રમાણે ફરવા માંડ્યો. થાંભલા ઉપરના ચોરસના ભાગ પાડ્યા. પડછાયાના સ્થાનથી સમયનું માપ નક્કી કર્યું. પરંતુ આ યંત્ર માત્ર દિવસે સૂર્યના પ્રકાશમાં જ ઉપયોગી બને.

પુરાતન બેબિલોનના લોકોએ જળયંત્ર શોધ્યું. માટીના વાસણમાં પાણી ભર્યું. વાસણને તળીએ એક છિદ્ર રાખ્યું. એકી ધારે પાણી અવિરત ટપકવા માંડ્યું. બધું પાણી ટપકી રહે એટલે ચોક્કસ સમય પસાર થાય. ફરીને વાસણ ભરે અને દિવસના સમયના ભાગો માપે. આવું યંત્ર હજુ પણ મહાદેવના મંદિરમાં જળાધારી તરીકે વપરાય છે. આમ મપાતા વખતની જાણ, ઢોલ વગાડી કે ઘંટનાદ કરી, જનસમાજને કરે. ઈસ્વી સનના સત્તરમાં સૈકામાં મહાવિજ્ઞાની ન્યુટને બાલ્યકાળમાં, સરખી રીતે વહેતા પાણીથી, કલાકો બતાવે, એવું ઘડિયાળ શોધ્યું હતું.


જળયંત્ર

હિંદમાં ઘડીઓ માપવાની કરામત શોધી કાઢવામાં આવી. ધાતુના એક વાડકાના તળીએ નાનું છિદ્ર પાડ્યું. અને વાડકાને પાણીની કુંડીમાં તરતો રાખ્યો. વાડકો પાણીથી ભરાતો જાય. પાણીમાં ડૂબતો જાય. ચોકસ સમયે વાડકો એટલો ભારે થાય કે પાણીમાં ડૂબી જાય. એક ઘડીનો સમય પૂરો થાય. ઘડી પાછી મંડાય. ચાર ઘડીનો પહોર


ઘડીયંત્ર

થાય. પહોરે ચોઘડિયાં ગગડે. મંદિરે ઘંટાનાદ થાય. આમ જન-સમુદાયને સમયની જાણ થાય. હજુ પણ નોબત વગાડી કે ઘંટનાદ કરી ઘણાંએ રજવાડાંમાં અને શહેરોમાં સમયની ખબર કરવામાં આવે છે.

આમ એક સરખી રીતે પાણી કે પદાર્થના વહેણથી કાળનું વહેણ માપવા માંડ્યું. કાચના બે ગોળાઓને વચ્ચેથી જોડ્યા. તેની વચ્ચે એક ઝીણું છિદ્ર પાડ્યું. એક ગોળામાં બારીક રેતી ભરી. ગોળાને લાકડાનાં ચોકઠામાં ગોઠવ્યા. શીશીને લટકાવી તો રેતી એક ગોળામાંથી એક સરખી ગતિથી વહી બીજા ગોળામાં પડી. રેતીનું પ્રમાણ નક્કી કરી કલાકશીશી બનાવી. એક ગોળામાંથી બીજામાં અને બીજામાંથી પહેલામાં રેતી વહેવડાવી કલાકોના માપે દિવસનો સમય માપવો શરૂ કર્યો. પચીસ વર્ષ પહેલાં આવી શીશીઓ આપણી ગામડાંની શાળામાં વખત માપવા વપરાતી. કલાકને અંતે ઘંટાનાદ કરી વિદ્યાર્થીસમૂહને સમયની યાદ અપાતી. ભણવા, ભણાવવામાં તલ્લીન થતા શિષ્યો અને શિક્ષકોને પોતાનો સમય પૂરો થયો છે એમ જણાવવા હજુએ ઘંટાનાદ કરવાની પ્રથા આપણી શાળા, મહાશાળાઓમાં ચાલુ જ છે.



કલાક—શીશી

સમય જતાં કાળનું આ રીતે થતું માપ માણસને અચોકસ લાગ્યું. સમયની કિંમત કરતાં તે શીખ્યો. સમયને ચોકસ રીતે માપવાની એને જરૂર જણાઈ. દિવસે કે રાત્રે, ગમે તે ઋતુમાં અને દરેક જણને પોતને ત્યાં સમય માપવાનાં યંત્રની જરૂરિયાત માલૂમ પડી. કાળને એ રીતે માપવાના યંત્રો શોધાયાં. સમયના નાનામાં નાના ભાગને પણ માપવાનાં યંત્રોની શોધ થઈ.

ઇસ્વી સનના સોળમા સૈકામાં ૧૫૬૪ ની સાલમાં ૧૫ મી ફેબ્રુઆરીને દિવસે, ઈટાલીના પીઝા શહેરમાં મહાવિજ્ઞાની ગેલિલિયોનો જન્મ થયો. "પૃથ્વી પોતાની ધરી ઉપર પશ્ચિમથી પૂર્વ દિશામાં ઘૂમે છે, અને તેથી સૂર્ય ફરતો લાગે છે." આ સિદ્ધાંતની તેણે સાબિતી આપી. મંદિરમાં પ્રાર્થના કરતાં, છતમાં લટકાવેલા ફાનસના ઝૂલનો માપ્યાં. અવિરત ગતિથી ઝોલા લેતા ફાનસની ગતિનું માપ કાઢ્યું. "ગમે એવડું ઝૂલન લે પરંતુ એને બાંધેલી દોરીની લંબાઈ જ્યાં સુધી એકસરખી રહે ત્યાં સુધી જે સમય એ લે છે, તેમાં ફેરફાર થતો નથી." આ સિદ્ધાંતની પ્રતીતિ કરી. અને ઘડિયાળનું લોલક મળ્યું. ઘડિયાળનું યંત્ર પાછળથી પૂર્ણપણે તૈયાર કરવામાં આવ્યું. સત્તરમા સૈકામાં વિશ્વવિખ્યાતિ પામેલા અંગ્રેજ વિજ્ઞાનશાસ્ત્રી ન્યુટને પોતાની બુદ્ધિ કાળ અને અંતરના ગણિતમાં દોડાવી. અમાપ અંતર અને અગાધ કાળને માપી દૂર દેખાતા ગ્રહો અને તારાઓને ગણિતની ચોકસ ગણતરીથી માપી માણુસની સમીપ આણી મૂક્યા.


ઘડિયાળનું લોલક

આમ દિવસ, માસ અને વર્ષથી; સેકંડ, મિનિટ અને કલાકથી કાળની અવિરત ગતિને મનુષ્યે માપવા માંડી. વર્ષોના સૈકા બંધાયા. સૈકાના યુગો અને યુગોના કલ્પોની ગણતરી કરી. પૃથ્વીના પડોને ચીરી એનો ઇતિહાસ વાંચ્યો. માણસે આમ ભૂતકાળની આંકણી કરી. ભૂતકાળમાં બનેલા બનાવોની એ યાદ કરતો થયો. મહાપુરુષોનાં જીવનોની ઝાંખી કરી. માનવ જીવનના ઇતિહાસની રૂપરેખા આલેખી. ઇતિહાસના પાઠ શીખ્યો. વર્તમાન

સુધારતો થયો. ભાવિનું ભાન વિચારતો થયો. કાળના એ માપમાંથી જીવનનું ઘડતર ચણતાં શીખ્યો. નિયમિત બન્યો. અને આજે તો હજારોની સંખ્યામાં, વહી જતા કાળનું ભાન કરાવતાં યંત્રો, જીવન અને વ્યવહારને નિયમિત બનાવવાને ટકોર કરતાં યંત્રો, કાળની પળો માપતાં ઠેર ઠેર નજરે ચઢે છે.

## અભ્યાસ

૧. આપણને કાળ માપવાની શી જરૂર પડી ? કાળના માપથી આપણા જીવનમાં આપણને શું લાભ થાય છે ? કાળ માપ્યા સિવાય જીવીએ તો ન ચાલે ?

૨. જુદા જુદા સમયે કાળ માપવાનાં યંત્રો કેવાં હતાં ? એ યંત્રો શા મુદ્દા ઉપર રચાયાં હતાં ? એવાં કેટલાંક યંત્રોની યાદી કરો.

૩. ગેલિલિયો અને ન્યુટનના જીવનની રૂપરેખા લખો.

૪. ઘડિયાળ કેવી રીતે એકી સાથે કલાક, મિનિટ અને સેકંડ બતાવે છે તેની માહિતી તમારા શિક્ષકને પૂછીને મેળવો.

૧૯

# બપોર અને વંટોળ



[ સવાર, બપોર, સાંજ, રાત્રિ એમ દિવસના જુદા જુદા કાળ તમે બરાબર લક્ષ આપીને જોયા છે ? આ પાઠમાં બપોરનું વર્ણન છે. બપોરના તાપ સાથે વળી વંટોળ પણ ભળેલો છે. કોઈ વખતે ખરે બપોરે તમે તાપમાં જજો તો કેવો અનુભવ થાય છે તે ખબર પડશે. વંટોળિયાને લીધે કેવાં કેવાં નુકશાન થાય છે તે તો તમે ઘણીવાર વર્તમાનપત્રોમાં વાંચ્યું હશે. આ પાઠમાં બપોર અને વંટોળ બંનેના સમાગમનું આલેખન શ્રી. ત્રિભુવન ગૌરીશંકર વ્યાસે કરેલું છે. આવાં આવાં વર્ણનનાં સરસ ગીતો એમણે અનેક લખેલાં છે. એમનાં કાવ્યો અનેક સંગ્રહોમાં તમારી નજરે પડશે. સરસ શબ્દોમાં આપણી નજર સામે ખડું થાય એવું વર્ણન તેઓ કરે છે. વળી એમનાં કાવ્યો ગાવાની પણ મઝા પડે છે. એ તો આ કાવ્ય ગાશો કે તરત સમજાશે. ]

**ધોમ ધખ્યો મધ્યાહ્ન તણો ને થંભ્યા રણવગડાના વા,**
**થંભ્યો શિર પર સૂરજ આવી, લૂ લાગી તન સળગાવા;**

ગરમીના સંધાયા દોર,
બળબળતા જામ્યા બપ્પોર !

સૂમસામ સૌ દુનિયા દીસે, વગડો તો સુનકાર પડ્યો !
ઉજ્જડમાં વેલાલ સમો ત્યાં ચકર ચકર વંટોળ ચડ્યો !

એતો ભારે મસ્તીખોર,
બળબળતા જામ્યા બપ્પોર !

ફરફર ફરફર કુદ્દડી ફરતો મેદાનેથી ભ્રમણ ચડ્યો,
વનવસ્તીમાં ધૂમ મચવતો વૃક્ષો સાથે જાય લડ્યો !

ઉન્મત્ત સરખો એનો તોર;
બળબળતા જામ્યા બપ્પોર !

ધૂળ જુવે ત્યાં ધમાલ કરતો ગાંડો થઈ આળોટી પડે !
ઊડાડી આકાશે ગોટા ઊંચો ઊંચો ખૂબ ચડે;

વધતું વધતું કરતો જોર;
બળબળતા જામ્યા બપ્પોર !

સૂકાં પર્ણો, કૂચો, કચરો ઊછાળી ઊંચાં લઈ જાય,
જ્યાં જ્યાં આગ ઝરે ત્યાં ત્યાં એ જરાકમાંથી જબરો થાય !

ધરરર ફરરર કરતો શોર;
બળબળતા જામ્યા બપ્પોર !

માંકડાંનાં માથાં ફાટે એવો તીખો તાપ તપ્યો;
અકળાયો તરસ્યો મુસાફર રડ્યો ખડ્યો કો જાય ધપ્યો !

જોતો એ વિશ્રાંતિ-ઠોર,
બળબળતા જામ્યા બપ્પોર !

મહેલ બગીચા કુંજ ભવનમાં શ્રીમંત દુનિયા થાતી ગેબ;
નિર્ધનનાં તન કરે મજૂરી પરસેવે તો ઝેબેઝેબ !

કેવા જીવનવિગ્રહ ઘોર !
બળબળતા જામ્યા બપ્પોર !

* * *

ગીધ ને સમડી ગગન ચડ્યાં જો કપોત બેઠો ઘૂઘૂ કરે;
તેતર ચકલાં ગુપચુપ છૂપ્યાં, બાજ-શિકારી ફેરા ફરે;

ઝંપ્યાં મધુરાં કોયલ મોર;
બળબળતા જામ્યા બપ્પોર ;

ધગધગતી ધરતીની ઝાળે ખેડૂતો શેકાતા અંગ;
બળદિયાનાં પૂછ મરડતા આવે સાંતીડાં લઈ સંગ !

ધીંગા ધડબા સાવ નકોર !
બળબળતા જામ્યા બપ્પોર !

## અભ્યાસ

૧. તમે જોયેલા બપોરનું વર્ણન કરો.
૨. નીચે આપેલા શબ્દસમૂહોનો અર્થ સમજાવોઃ
સૂનકાર પડ્યો, રઝો ખડ્યો, ઝેબેઝેબ, ધગધગતી ધરતી, ધીંગા ધડબા.
૩. આ કાવ્યમાં આવતાં પક્ષીઓનાં નામની યાદી કરો.
૪. વરસાદ આવતો હોય ત્યારે વંટોળ આવે તો શું થાય તે કહો.
૫. બપોરની પેઠે સાંજનું વર્ણન કરો.

## ૨૦

# દેલવાડા

[ તમે નવલકથાઓ કે લાંબી વાર્તાઓ તો જરૂર વાંચતા હશો. વાર્તા વાંચવી કોને ન ગમે ? અને આજે તો આપણી ભાષામાં નવલકથાનાં ઘણાં યે પુસ્તકો છે. પરંતુ જ્યારે નવલકથાનું એક પણ પુસ્તક આપણે ત્યાં ન હતું ત્યારે સ્વ. નંદશંકર તુળજાશંકર મહેતાએ 'કરણઘેલો' નામની નવલકથા લખી. કરણઘેલા વિશેની જે વાતો એમને જાણવા મળી તે ઉપરથી એમણે આખી કથા ઉપજાવી કાઢી. અને લોકોને એ પુસ્તક બહુ ગમ્યું. એમાં વર્ણનો બહુ માહિતીવાળાં અને સરસ આવે છે. એવું એક વર્ણન આ પાઠમાં લેવામાં આવ્યું છે. ગુજરાતનાં પ્રસિદ્ધ સ્થળોમાંના એકનું વર્ણન–આબુ દેલવાડાનું વર્ણન આમાં જેટલું છે તેટલું પણ આપણને આકર્ષક લાગે તેવું છે. તમે પણ પ્રવાસે જાઓ ત્યારે જે જે સુંદર વસ્તુઓ જુઓ તેનું વર્ણન નોંધપોથીમાં કે કાગળોમાં લખવાનો નિયમ રાખજો. ]

હવે દેલવાડા જોવાનું રહ્યું, અને ત્યાં જવા સારુ તેઓ વશિષ્ઠ મુનિના આશ્રમ આગળ પાછા ગયા. ત્યાંથી તે દેલવાડા સુધીના રસ્તામાં ખેતીવાડી સારી હતી; લોકોની વસ્તી પણ વધારે હતી; નદીઓ તથા ઝાડો પણ ઘણાં જ હતાં; વખતે વખતે જમીન ઉપર લીલો ફરશ બિછાવ્યો હોય એવી લીલી હરિયાળી જેવી જગ્યા આવતી હતી. કમેરે પક્ષી જે બીજે સ્થળે કવચિત જ માલૂમ પડે છે તેનો ત્યાં મધુર સાદ સંભળાતો હતો; અને એક ઝાડીમાં નિર્મળ નદી વહેતી હતી તેમાંથી કોયલનો તીણો તથા સ્પષ્ટ શબ્દ આવતો હતો. સઘળાં ખેતરોમાં અનાજ વાવેલું હતું. અને ઘણા થોડા વખતમાં આબુનાં બાર ગામોમાંથી ચાર તેઓએ વટાવ્યાં. તે ગામોમાં ઘર સુઘડ તથાં સુખદાયક અને ગોળાકાર હતાં; તેની ભીંત

મટોડીની હતી પણ તે ગેરુથી રંગેલી હતી; દરેક વહેતા નાળાને કાંઠે ખેતરમાં પાણી સીંચવાનું ચક્કર હતું; ખેતરોની વાડ થોરની હતી. તે ઉપર ધોળાં ફૂલ હતાં, અને માંહેમાંહે શિવને વહાલાં સેવતીનાં ફૂલ હતાં. એક કાળા પથ્થરની ટેકરી ઉપર પુષ્કળ દાડમડી હતી. અંજીરીઓની પણ કાંઈ ખોટ નહોતી; દરાખના વેલા કોઈ કોઈ ઠેકાણે દેખાતા હતા; અને એક ઊંડી ખીણમાં મીઠાં લીંબુનાં ઝાડ ઊગેલાં હતાં. આંબાનાં તો વનેવન હતા; તેનાં લટકતાં આસમાની તથા સફેદ ફૂલ ઘણાં જ શોભાયમાન દીસતાં હતાં. આંબાને વીંટળાયેલા વેલાને પહાડમાં વસનારા લોકો અંબાત્રી કહેતા, તે તેઓને ઘણા જ ગમતા હોય એમ લાગતું હતું. કેમકે જ્યાં જ્યાં તેઓ પહોંચાય એટલા ઊંચા તે ઊગતા હતા. જ્યાં ત્યાંથી તેઓને તોડી લઈ તેઓ ચોટલામાં ગૂથતા અથવા પાઘડીમાં ખોસતા હતા. ઝાડોમાં ઘણી ભીનાશ હતી તેથી તેઓ સેવાળ તથા વેલાથી તમામ ઢંકાઈ ગયેલાં હતાં. અને અચળગઢ આગળ ખજુરીનાં ઊંચાં ઝાડ પણ મૂળથી તે ટોચ સુધી એ જ પ્રમાણે ઢંકાયેલાં હતાં. ફૂલોનાં ઝાડ તો ત્યાં પુષ્કળ ઊગેલાં હતાં, તેઓમાં ઘણાં તો ચંપેલી તથા તેના જેવાં બીજાં ફૂલોનાં હતાં. સોનેરી ચંપાનાં ઝાડ જે ફૂલનાં સઘળાં ઝાડોમાં ઊંચાંમાં ઊંચાં ગણાય છે, જે મેદાન ઉપર કવચિત જ જોવામાં આવે છે, અને જેને અગરના ઝાડની પેઠે સો વર્ષમાં એક જ વાર ફૂલ આવે છે એવું લોકો કહે છે; તે ઝાડ થોડે થોડે છેટે મોરોથી ભરેલાં ઊગેલાં હતાં, અને તેથી તમામ હવામાં ખુશબો પથરાઈ રહી હતી. નદીઓ અને પહાડો, મેવાનાં ઝાડો, ટેકરીઓ, ઝાડી, અનાજનાં ખેતર, દરાખના વેલા અને પહાડી કિલ્લા, એવી રીતની બધી શોભા ત્યાં એકઠી થયેલી હતી.

ત્યાં એક નખી તળાવ ઘણું જ રમણીય હતું. તેમાંના બેટો

ઝાડોથી ભરપૂર હતા અને તેની આસપાસના ટેકરાઓ, તાડ, ખજૂર વગેરે ઝાડોથી ઢંકાયેલા હતા. તેનાં પાણી ઉપર ઘણા આનંદથી જળકૂકડીઓ તરતી હતી. એ તળાવની પાસે દેવલવાડા એટલે દેવળોનું ઠેકાણું હતું. તેઓમાં મુખ્ય દહેરાં તેજપાળ તેમ જ વિમળશાનાં બાંધેલાં હતાં. ત્યાં લખ્યા પ્રમાણે વિમળશાનું દહેરું ઈ. સ. ૧૦૩૧ માં બંધાયું. તે અગાઉ એ પવિત્ર ડુંગર ઉપર કોઈ પણ જૈન લોકોનું દેવસ્થાન ન હતું. એ દહેરાં કાંઈ મોટાં અથવા બહારથી ઘણાં શોભાયમાન ન હતાં. પણ અંદરથી તેઓમાં નકશીનું કામ એટલું બધું હતું કે તેઓનું યથાસ્થિત વર્ણન આ ઠેકાણે કરી શકાતું નથી. આગલો ઘૂંમટ અષ્ટકોણ હતો. અને પાછળ અગણિત ઘૂંમટો હતા. સઘળાં દહેરાં સફેદ સ્ફટિકનાં હતા અને તેની ઉપર જે નકશી હતી તે એવી તો બારીક કોતરેલી હતી કે એવી બારીકી મીણ સિવાય બીજી કોઈ પણ વસ્તુમાં થઈ શકે એમ વિચારમાં જ ઊતરી શકે નહીં. તેમાં જે ચિત્રો કોતરેલાં હતાં તે નિર્જીવ વસ્તુઓનાં જ હતાં એમ નહીં. સ્ત્રીપુરુષ પોતપોતાનાં કામ કરતાં હોય તેનાં, વહાણનાં તથા વ્યાપારનો સંબંધ રાખતાં અને રણસંગ્રામમાં યુદ્ધ થતું હોય તેનાં પણ ચિત્રો હતાં. હમણાં એ નકશીદાર દહેરાં જે જે અંગ્રેજ લોકો જુએ છે તેઓ તેની ઘણી જ તારીફ કરે છે. અને આ દેશના લોકો ઈમારત બાંધવાના કામમાં તથા નકશી કોતરવામાં આવા પ્રવીણ હતા એ વાતની તેઓને આ દેવસ્થાનો જોવાથી ખાતરી થઈ છે.

આવી આવી ઈશ્વરી તથા માણસની કળાથી ઉત્પન્ન થયેલી શોભા જોવાથી, આવાં આવાં પવિત્ર સ્થળો તથા દેવભૂમિમાં પગ મૂક્યાથી, આવી આવી ચમત્કારી વસ્તુઓ નજરે પડ્યાથી, આવા આવા મહિમાવાળા તથા જાગતા જોત કહેવાતા દેવો તથા દેવી-

ઓનાં દર્શન કીધાથી માધવનો જીવ એટલો તો પ્રસન્ન થઈ ગયો કે તેના અંતઃકરણમાં જે તોફાન થઈ રહ્યું હતું તે શાંત થયું; તેના હૈયામાં જે વેરદેવીએ વાસો કીધો હતો તે ત્યાંથી ઊઠી એકખૂણે દબાઈ બેઠી. અને તેના પર પડેલું મહાભારત દુઃખ તે ઘણુંખરું તો ભૂલી જ ગયો. જ્યાં ઈશ્વરે મોકળે હાથે સુખ પાથર્યું છે, જ્યાં ઈશ્વરની મોટાઈ અને શક્તિ પ્રકટ થઈ આવે છે, જ્યાં માણુસની અશક્તિ તથા તુચ્છપણું જણાઈ આવે છે, જ્યાં ઈશ્વરનાં કામ કાળ પર્યંત ટકે છે, અને માણુસનાં બનાવેલાં કામો થોડી મુદતમાં નાશ પામતા માલૂમ પડે છે, જ્યાં પશુપક્ષી તથા બીજાં પ્રાણીઓની ઉપર પરમેશ્વરની અનંત દયા ડગલે ડગલે દીઠામાં આવે છે, ત્યાં માણુસનું અંતઃકરણ નરમ તથા કોમળ થાય તેમાં શું આશ્ચર્ય ?

## અભ્યાસ

૧. આબુની આજુબાજુનાં ગામડાંનું વર્ણન કરો.
૨. વસિષ્ઠ મુનિના આશ્રમથી દેલવાડા જતાં રસ્તામાં આવતાં દૃશ્યોનું વર્ણન કરો.
૩. દેલવાડાનાં દહેરાં વિષે થોડી માહિતી આપો.
૪. માધવનો જીવ શાથી પ્રસન્ન થયો ?
૫. કરણઘેલાની વાત સંક્ષેપમાં જણાવો.
૬. ‘ મહાભારત ’ શબ્દ વિશેષણ રૂપે વાપરી બે વાક્યો બનાવો.

## ૨૧

# કવિવર ટાગોર



[ગુજરાતના કવિઓને આપણે ઓળખીએ. બીજા પ્રાંતના કવિઓને પણ આપણે ઓળખવા જોઈએ. તે ઉપરાંત સમસ્ત હિંદના કવિઓ તરીકે જેમની કીર્તિ હોય તેવાને પણ આપણે ઓળખવા જોઈએ. અહીં આ પાઠમાં તો આપણા હિંદના એક કવિ, જેમને આખું જગત કવિ તરીકે સન્માન આપે છે, તેમની ઓળખાણ આપવામાં આવી છે. કવિવર ટાગોરને આજે આખું જગત ઓળખે છે. તેમની કવિતાએ જગતને હિંદની સંસ્કૃતિની જાણ કરી. તેમની વાર્તાઓએ માનવજીવનનો મનોરમ ચિતાર આપ્યો છે. હિંદના પ્રાચીન ઋષિ સમા આ ભવ્ય મહાપુરુષનો પરિચય શ્રી સુંદરજી બેટાઈએ કરાવ્યો છે. શ્રી. બેટાઈ આજના એક ગુજરાતી કવિ તરીકે તો પ્રસિદ્ધ છે જ. અવારનવાર વિવેચનો પણ તેઓ લખે છે. તેમના કાવ્યસંગ્રહો બે છે. (૧) જ્યોતિ–રેખા. (૨) ઇન્દ્રધનુ. આ વાચનમાળાના સંપાદકોમાં પણ એમનું નામ તમારી નજરે પડશે. એમનાં કાવ્યો તમે જરૂર વાંચજો. ]

જગતના મહાજનોનું મંડળ ભેળું મળે તો આપણા દેશના પ્રતિનિધિઓ તરીકે આપણે કોઈને મોકલી શકીએ કે કેમ? જરૂર મોકલી શકીએ. જો એ મહાજનમંડળ વિજ્ઞાનવેત્તાઓનું હોય તો આપણે પ્રો. રામનને મોકલીયે. જો એ મંડળ પંડિતો ને તત્ત્વજ્ઞાનીઓનું હોય તો આપણે પ્રો. રાધાકૃષ્ણનને આપણા પ્રતિનિધિ તરીકે ચૂંટીએ. જો તે રાજબંધારણના જાણકારોનું હોય તો સર તેજ બહાદુર સપ્રૂ જેવાનું નામ આપણે સૂચવીએ. જો એ મહાજનોનું મંડળ મહાત્માઓનું હોય તો મહાત્મા ગાંધીજી આપણી પાસે છે જ. પણ દુનિયા ભરના મહાન કવિઓ મળવાના હોય તો? તો શું? આપણે કવિવર રવીન્દ્રનાથ ટાગોરને પૂરી શ્રદ્ધાથી ને સર્વાનુમતે આગળ કરીએ.

કવિવર ટાગોર ભલે બંગાળમાં જન્મ્યા. ભલે એ હિંદુસ્તાનની સંસ્કૃતિ ને કળાથી પોષાયા. પણ જગતે એમને આ યુગના અગ્રગણ્ય કવિ તરીકે સ્વીકાર્યા છે. ૧૯૧૩ ની સાલમાં 'ગીતાંજલિ' રૂપે પોતાનાં કેટલાંક બંગાળી કાવ્યોના કવિવરે પોતે જ કરેલા અનુવાદ ઉપરથી એમને પેલું સુપ્રસિદ્ધ નોબેલ ઈનામ એનાયત થયું. તે દિવસથી મહાન કવિ તરીકે ને તત્ત્વવેત્તા તરીકે એમની કીર્તિ બંધાઈ છે ને તે પછીનાં એમનાં સંખ્યાબંધ કાવ્યો અને નાટકોને લીધે તેમ જ અનેક ગદ્ય લખાણોને લીધે એમની કીર્તિ પથરાતી જ રહી છે. અને આજે તો દુનિયાનો કોઈ પણ સંસ્કારી માણસ એમના નામથી અજાણ્યો નથી. લોકપ્રિયતાની દૃષ્ટિથી તો આ ભારતપુત્ર એક મહાત્મા ગાંધીજી કરતાં જ ઊતરે—બીજા બધાથી તો ચડે જ ચડે.

આ અસાધારણ શક્તિવાળા કવિનો જન્મ મે માસની ૬ ઠ્ઠી તારીખે ઈ. સ. ૧૮૬૧ માં કલકત્તામાં થયો હતો. જે કુળમાં એ

જન્મ્યા છે તે કુળ બંગાળનું ઘણું જાણીતું જમીનદાર કુટુંબ છે. મૂળે તે ઠાકૂર કુટુંબ કહેવાતું પણ અંગ્રેજી ઉચ્ચારે ઠાકૂરનું ટાગોર કરી નાખ્યું. આ કુટુંબ માત્ર પૈસાદાર છે એમ નથી. કવિના દાદા જબરા સુધારક હતા ને રૂઢિચુસ્તોએ એમને સહકુટુંબ નાતબહાર મૂક્યા હતા. એમના પિતા દેવેન્દ્રનાથ પણ ઘણા આગળ પડતા વિચારના હતા પણ એમની આધ્યાત્મિક વૃત્તિને લીધે મહર્ષિ તરીકે માન પામ્યા. આ કુટુંબે રવીન્દ્રનાથ ઉપરાંત અનેક કળાકારો ને સાહિત્યકારો આપ્યા છે. આમ જબરી સંસ્કાર-સમૃદ્ધિવાળું એ કુટુંબ છે. એ સંસ્કારો માત્ર એમના કુટુંબમાં કે પ્રાંતમાં પૂરાઈ ન રહેતાં આખા હિંદુસ્તાનમાં ને દુનિયાના જુદા જુદા દેશોમાં પહોંચી શક્યા છે.

ત્યારે શું રવીન્દ્રનાથ ટાગોર કવિ અને તત્ત્વજ્ઞાની જ છે? હરગિજ નહીં. એમની શક્તિ અનેક રીતે બહાર પડી છે. એમણે સુંદર મર્મવાળી ટૂંકી વાર્તાઓ લખી છે, 'ગોરા' જેવી નવલ-કથાઓ લખી છે, કલામય નાટકો લખ્યાં છે, ચમત્કારિક વિવેચનો પણ કર્યાં છે. અને છૂટક નિબંધો ને વર્તમાનપત્રોમાં પ્રગટ થયેલા એમના લેખોનો તો તાળોસરવાળો પણ કાઢવો મુશ્કેલ છે. આમ એમની કલમમાંથી જાણે સરસ્વતીનો અસ્ખલિત પ્રવાહ જ વછૂટ્યો છે. આજે ૮૨ વર્ષની પાકટ ઉમરે પણ એ પ્રવાહ સદંતર બંધ પડ્યો નથી.

પણ આ કવિ માત્ર ગગનવિહાર કરનારા નથી. સૌંદર્ય અને ઈશ્વરની અખંડ ઉપાસના કરનાર કવિજીવનની અવગણના કેમ કરી શકે? પોતાની જાગીરોની વ્યવસ્થા કરતાં એમણે હિંદનાં ગામડાંની સ્થિતિનો પ્રત્યક્ષ પરિચય મેળવ્યો. બંગાળના ભાગલા વખતે રાજદ્વારી ક્ષેત્રમાં ઝંપલાવી એમણે દેશના હૃદયનો

ધબકાર સ્પષ્ટ રીતે પારખ્યો. દેશપરદેશ ફરીને ઉપનિષદ્‌ના પોતાના જ્ઞાનનો જગતમાં સાક્ષાત્કાર કર્યો. દેશભક્ત કવિએ વિશ્વની એકતાનો આદર્શ ઝંખ્યો. ગુલામ પ્રજાઓનાં દિલદર્દ અનુભવ્યાં ને ધનઘેલા પશ્ચિમના સુધારાની ઊણપ જોઈ ને જગતને દેખાડી. આટલો વિશાળ ને આટલો ઊંડો અનુભવ માત્ર અક્ષરલીલામાં અટવાઈ રહે એમ બને જ નહીં. પોતાનાં ભવ્ય ને ઉન્નત સ્વપ્નોને સાચાં કરવા એમણે એક મહાન વિદ્યામંદિર ઇ. સ. ૧૯૦૧ માં સ્થાપ્યું. આ વિદ્યામંદિર તે એમનું ખ્યાતિ પામેલું શાંતિનિકેતન. જીવનને નવીન સંસ્કાર આપવા મથનાર આ મહાપુરુષ મહાકવિ છે, સાહિત્યગુરુ છે, કળાગુરુ છે. શાંતિનિકેતનમાં સહુ એમને ગુરુદેવ કહે છે. શંકરાચાર્યોને આપણે જગદ્‌ગુરુ કહીએ છીએ પણ તે તો માત્ર રૂઢિ પડી છે તેથી. પરંતુ જીવનનો આ મહાન આચાર્ય ખરા અર્થમાં જગદ્‌ગુરુ છે એમાં કોણ શંકા કરશે ?

કવિવરે જાપાન, અમેરિકા વગેરે દેશોમાં પ્રવાસો કરીને અનેક વિચારપૂર્ણ ને ભાવના ભરેલાં વ્યાખ્યાનો આપ્યાં છે, ને વિશ્વની એકતાનો મંગલ સંદેશો સુંદર ને સ્પષ્ટ વાણીમાં સંભળાવ્યો છે. પાશ્ચાત્ય રાજકારણની કુટિલ ગૂંચોને લીધે છેલ્લાં ૨૫ વર્ષમાં કેટલાં યે યુદ્ધો થઈ ગયાં ને હજુ થાય છે. માણસજાતની આ કમનસીબી એમના દિલને ઊંડાણમાંથી વલોવી નાખે છે તે છતાં જગતના છેવટના મંગલ માટે એમની આશા અચલ છે. ભયંકર વેદના ને વિનાશની જ્વાળામાંથી પસાર થઈને પણ દુનિયા નવે અવતાર આવ્યા વિના રહેવાની જ નથી એવી એમને શ્રદ્ધા છે. ને આ આશા ને શ્રદ્ધા કોઈ તરંગી આદમીની નથી—જીવન જીરવેલા ને જોગવેલા મહાન કલ્પનાવાળા કાવ્યવીરની છે.

કર્મવીર ગાંધીજી ને કાવ્યવીર રવીન્દ્રનાથ એક જ કાળમાં ને

એક જ દેશમાં હોય એ એક ચમત્કાર નથી લાગતો ? મહાન કવિઓ ને પયગંબરો જગતના ઇતિહાસમાં બહુ વિરલ દેખાય છે. એટલે ગાંધીજી અને રવીન્દ્રનાથનો હિંદુસ્તાનની ભૂમિમાં યોગ થયો છે તે એક મહાયોગ જ ગણવો જોઈએ. આ બે મહાપુરુષો વચ્ચે વિચારભેદ છે તે તો હિંદમાં ઘણા જાણે છે. પણ તેથી યે વિશેષ તો એમની બિરાદરી છે. પ્રેમ ને ગૌરવથી એક બીજાનું બહુમાન કરતા આ બે ભારત પુત્રોને જેણે જોયાજાણ્યા છે તેણે ભારતનું એક સદ્‌ભાગ્ય જ અનુભવ્યું છે એમ કહેવાય.

આ વયોવૃદ્ધ ને વિશ્વવંદ્ય કવિને વિશે આપણે શું કહીએ ને શું ન કહીએ ? એમનું મંગળ જીવનકાવ્ય આપણું સહુનું મંગળ કરો, મંગળ કરો !

## અભ્યાસ

૧. જગતના મહાજનોમાં સ્થાન પામે એવા આપણા દેશના મહાપુરુષોનાં નામ જણાવો.

૨. કવિવર ટાગોરની કીર્તિ શાથી અને ક્યારથી પ્રસરી ?

૩. ટાગોર કુટુંબની મહત્તા દર્શાવો.

૪. લેખક કવિવરને જગદ્‌ગુરુ શા માટે કહે છે ?

૫. શાંતિનિકેતન વિષે થોડી માહિતી આપો.

૬. નોબેલ પારિતોષિક મેળવનાર થોડા માણસોનાં નામ જણાવો.

## ૨૨

# આઘા રહેજો



[ હિંદુઓમાં અમુક જાતિને અસ્પૃશ્ય એટલે જેમને અડકી ન શકાય એવી ગણવામાં આવી છે. આ પાઠમાં ગામડાની એક નિશાળનું ચિત્ર છે. તેમાં નરસિયો નામનો એક ઢેઢનો છોકરો નિશાળમાં આવે છે. તેને પહેલાં તો શિક્ષક જમાદાર પાસે પકડાવી દેવા પેરવી કરે છે. પણ જમાદાર એને છોડી મૂકે છે. પછી એ છોકરાને લઈને, અસ્પૃશ્યતા દૂર થવી જોઈએ એમ સમજાવવા નીકળેલો સ્વયંસેવક ત્યાં આવે છે. એટલે બંને પક્ષ વચ્ચે થોડીક ચર્ચા થાય છે. આ ચર્ચા ઉપરથી તમને અસ્પૃશ્યતામાં માનનારા અને ન માનનારા બંને પક્ષોનો પરિચય થશે. આ પાઠ ભાનુશંકર વ્યાસના એક બાળકો માટેના નાટકમાંથી લીધો છે. તમે એ ભજવશો તો જરૂર મજા પડશે. ભણવામાં નાટક આવે એટલે તે ભજવવું જ એવો નિયમ રાખજો. ]

[ **સ્થળ :** નિશાળ. માસ્તર અંદરના ઓરડામાં છે એટલે જે ચાર પાંચ છોકરાઓ આવેલા છે તે અંદર અંદર વાતો કરે છે, જરા જરા લડે છે પણ ખરા. એટલામાં વડો નિશાળિયો શિવલો આવે છે અને બધાને શાંત પાડે છે. ]

**શિવલો :** કેમ એ ? ચાલો સહુ પોત પોતાનું લેસન કરો. નહીંતર માર ખાવો પડશે.

**ચંદુ :** હવે બેસ માર મારવાવાળા. તું તો માસ્તરથી પણ વધારે રોફ કરવા જાય છે !

**શિવલો :** તે તારા બાપનું ઘર નથી આ. આ તો નિશાળ છે નિશાળ; સમજ્યો ?

**ચંદુ :** નિશાળ હોય કે ઘર હોય—પણ જો વધારે રોફ માર્યો છે તો એક ચડાવી દઈશ.

[ બાંય ચડાવીને તૈયાર થઈ શિવલા પાસે જવા માંડે છે. ]

**શિવલો :** એમ, આવી જા ત્યારે.

[ એ પણ બાંય ચડાવી સ્ટેજની વચ્ચે આવે છે. એક બીજાને બથ ભરવા જાય છે એટલામાં પાછળથી માસ્તર પ્રવેશ કરે છે. ]

**માસ્તર :** (પ્રવેશ કરીને) એ....ગામા અને ઈમામબક્ષના દાદાના દીકરાઓ ! આ મલ્લકુસ્તી કરવાનો અખાડો છે કે કક્કો બારાખડી ભણવાની નિશાળ ? ઊભા રહો, તમારી પહેલવાનીને ઠેકાણે કરી દઉં.

[ અંદર જઈ કપડાં ધોવાનો ધોકો લઈ આવે છે. 'બેસી જાઓ–બેસી જાઓ,' કહેતા મારવા માટે નજીક જાય છે. ]

**ચંદુ, શિવલો :** (બંને સાથે) સાહેબ, અત્યારે તો જવા દઉં છું–પણ આજે તળાવને કાંઠે કે ગામને પાદરે એને જોઈ લઈશ. તમારા માન ખાતર અત્યારે તો જવા દઉં છું.

**માસ્તર :** અરે પ્રતાપ, શિવાજી અને પરશુરામના બહાદુર વંશજો! બહુ બહાદુરી બતાવશો તો સરકાર તરફ તમારાં નામ લડાઈમાં ભરતી કરવા મોકલવાં પડશે. ચાલો, તમે બધા યે કેટલું લખ્યું? કેટલા દાખલા ગણ્યા તે બતાવી જાઓ જોઉં.

**બધા :** (સાથે) બધા એકબીજા જોડે લડતા હતા એટલે અમે કાંઈ લખ્યું નથી. હમણાં લખીએ છીએ સાહેબ!

**માસ્તર :** યાદ રાખજો, આવા ઝઘડા કરશો તો બધાના ધૂમાડા કાઢી નાંખીશ. બદમાશો, ભણવું ગણવું નહીં ને ખોટા ધમપછાડા કરો છો? કેમ શિવલા, આજે કાંઈ શાકભાજી લાવ્યો નથી?

**શિવલો :** સાહેબ, મારા બાપા મૂળા લાવ્યા'તા પણ અમારી ભેંસ ચાવી ગઈ. મેં તો એના મોઢામાંથી થોડા લઈ લીધા'તા અને અહીં લાવતો'તો પણ મારા બાપાએ મને ન લાવવા દીધા.

**માસ્તર :** ચૂપ....તારું ડહાપણ જવા દે એ બધું. ઓલા નરસિયાની કાંઈ ખબર પડી કે નહીં પછી?

**શિવલો :** સાહેબ, હું નિશાળે આવતો'તો ત્યારે જમાદાર મળ્યા'તા અને એમણે તો કીધું કે નરસિયાને છોડી દેવો પડ્યો છે.

**માસ્તર :** એમ? અરે ભગવાન! પણ જુઓ, તમે બધા ખબરદાર! એની જોડે વાત ન કરતા. આપણે બધા ઊંચ જાતના કહેવાઈએ હો!

**ચંદુ :** સાહેબ આ શિવલો જ રોજ એની જોડે બોર ખાવા, પોંક ખાવા, કે શિંગ ખાવા જાય છે.

**માસ્તર :** કેમ શિવલા?

**શિવલો :** સાહેબ, ઈ તો ગપ મારે છે—કોક દી જાઉં છું સાહેબ; પણ પાછો તળાવે નાહીને હું તો આવું છું. (એટલામાં એક સ્વયંસેવક "માસ્તર સાહેબ, એ માસ્તર સાહેબ" એમ બૂમ મારે છે.)

[ જરા ઠીકઠાક થઈ—અંદરથી પાઘડી મંગાવે છે. ]

**માસ્તર :** શિવલા, જો, જો કોણ આવ્યું? સાહેબનો પટાવાળો તો નથી ને?

**શિવલો :** (બહાર જઈ આવીને) સાહેબ કોઈ ગાંધી ટોપીવાળો—પરગામનો લાગે છે. બોલાવી લાવું?

**માસ્તર :** ગાંધીવાળાનું અહીં શું દાટ્યું હશે કોણ જાણે! જા બોલાવી લાવ.

[ શિવલો બહાર જઈ સ્વયંસેવકને લઈ આવે છે. તેની સાથે નરસી, છગ્નુ અને કમળી પણ અંદર આવે છે. માસ્તર નરસીને જોઈ સ્તબ્ધ થઈ જાય છે. ]

**સ્વયંસેવક :** નમસ્કાર, માસ્તરસાહેબ.

**માસ્તર :** અરે ખાડમાં પડ્યા તમારા નમસ્કાર. કોણ છો તમે? આ ઢેઢાઓને અંદર લઈને આવતાં તમને શરમ નથી આવતી?

**સ્વયંસેવક :** સેવા મહીં શાની શરમ? માસ્તરસાહેબ, તમને છોકરાં ભણાવતાં શરમ આવે છે ખરી? હજામને હજામત કરતાં કે લુહારને હથોડો ઉપાડતાં શાની શરમ?

**માસ્તર :** જુઓ, ભાઈ હું તમારી સાથે જીભાજોડી કરવા માંગતો નથી. આ નિશાળ જાહેર મકાન છે અને તેમાં આવીને ધાંધલ કરવાનો તમને શો હક છે?

[ એટલામાં છોકરાઓમાં જરા કોલાહલ થાય છે એટલે તેમને ધમકી આપી શાંત કરે છે. ]

**સ્વયંસેવક :** માસ્તરસાહેબ, જાહેર મકાન છે એટલે જ મને હક છે. હક તો તમને નથી કે જાહેર મકાન તમારું પોતાનું ઘર હોય તેમ માની જાહેર પ્રજાને તેમાં આવતી અટકાવવાનો પ્રયત્ન કરો છો.

**માસ્તર :** (ક્રોધથી) પણ આ ગામમાં તમારે શું લાગે વળગે છે? ક્યાંથી આવો છો તમે? આ તે શું ધર્મશાળા છે કે તમારો હક સાબિત કરવા આવો છો, અને તે પણ આ ઢેઢાંને લઈને? છો કોણ તમે

[ એટલામાં "કેમ ત્રિપુરાશંકર, આજ વળી આ નવું શું ધાંધલ માંડ્યું છે? તમારે પણ રોજ દિવાળી કે હોળી બનતી લાગે છે" એમ બોલતાં બોલતાં તલકચંદ શેઠ પ્રવેશ કરે છે. ]

**માસ્તર :** (તલકચંદ પાસે જઈને) આવો આવો શેઠ, તમારી જ જરૂર હતી. હવે તો જે આવે છે તે નિશાળના ધણી થાતા જ આવે છે. અને અમે માસ્તર તો જાણે ભાજીમૂળા! આ જુઓને આજે વળી નવી મૂર્તિ આવી ચડી છે.

**શેઠ :** ત્રિપુરાશંકર, તમે એમ અકળાઈ જાઓ મા. જુઓ તો ખરા. (સ્વયંસેવક તરફ ફરી) કેમ ભાઈ, તમારે આ નિશાળમાં શા માટે આવવું પડ્યું? તમને તો ગામમાં પણ કોઈ દી જોયા હોય એવું લાગતું નથી.

**સ્વયંસેવક :** શેઠ, હું હરિજન સેવા સમાજનો મોકલેલો સ્વયંસેવક છું. આ ગામના હરિજનોનો ઉદ્ધાર કરવા–તેમને ભણાવવા ગણાવવા મને મોકલવામાં આવ્યો છે!

**શેઠ :** ઢેઢાં–હરિજનો?

**સ્વયંસેવક :** હા, જેને તમે ઢેઢાં ગણી તિરસ્કારી કાઢ્યાં છે, ગામનાં કૂતરાં બિલાડાં કરતાં પણ જેને અપવિત્ર અને હલકાં ગણ્યાં છે એ હરિજનો છે—પરમાત્માનાં વહાલાં મનુષ્યો છે. એ તમને, આ માસ્તરસાહેબને અને ગામનાં બધાં માનવીઓને સમજાવવા હું આવ્યો છું.

**શેઠ :** હા હા હા હા, માસ્તર, ભગવાનનો દશમો અવતાર થઈ ગયો. અરે ભાઈ, એમનો ઉદ્ધાર કરવાનો તમને ધખારો હોય તો ગામનાં બધાં ઢેઢાંને ગળે બાંધીને લઈ જાઓને કોણ રોકે છે તમને ?

**સ્વયંસેવક :** શેઠ, જરા વિચાર કરો. બધાં ઢેઢાંને લઈ જઈશ તો તમે સુખી થશો એમ માનો છો ? એમનું કામ કોણ કરશે ? તમે કે ત્રિપુરાશંકર મહેતાજી ?

**માસ્તર :** અમે અમારું ફોડી લઈશું. તમે વિદાય થાઓને એટલે પત્યું.

**સ્વયંસેવક :** અમે વિદાય થઈએ ? આ લોકો શિંગ લાવી આપે, વણેલાં કપડાં લાવી આપે, તમારાં ઢોર માટે ઘાસ લાવી આપે, એ બધું તમારે જોઈએ છે; પણ એનો પડછાયો લેવો નથી !

**શેઠ :** (ક્રોધથી) તે એમનાથી જ અમે બધા નભતા હશું ? તમારા જેવા કેટલાએ ધંધા વગરના આજકાલ હાલી નીકળ્યા છે તે આ લોકોને ફટાવે છે, છકાવે છે. આ ગામમાં તમારું એ ધાંધલ નહીં ચાલે, સમજ્યા મહાત્મા !

**સ્વયંસેવક :** શેઠ, મને શ્રદ્ધા છે કે તમને પણ સત્ય સમજાશે. તમારાં આ બાળકોને પૂછો. જે ખોટી ભેદદૃષ્ટિ આ બાળકોમાં નથી તે તમારા અને આ માસ્તર સાહેબના જેવામાં વરસોના સંસ્કારોથી જડ ઘાલીને બેઠી છે. આ છોકરાંઓને પણ તમે શું જ્ઞાન અને સંસ્કાર આપ્યા છે.

[ શિવલો બધાને તૈયાર કરીને "ચાલો, ચાલો, આપણે રમવા જતા રહીએ." એમ બોલે છે. નરસીને પણ બૂમ મારીને રમવા બોલાવે છે. માસ્તર બધાને દમ મારી બેસાડી દે છે. ]

**સ્વયંસેવક :** જુઓ, આ તમારી ભણાવવાની રીત. છોકરાઓ પાસે કામ કરાવવું–વૈતરું કરાવવું ને શીખે એમનાં નસીબમાં હોય તે. બાળકો, મારી જોડે આવશો ? આપણે બધાં રમીશું, ભણીશું, મઝા કરીશું. ( બધા છોકરા જોરથી 'હા, હા' એમ જવાબ આપે છે. ) જુઓ, માસ્તરસાહેબ, અને શેઠજી તમે પણ જુઓ. આ બાળકોની ઉછળતી માનવતાને કચડી ન નાખો.

**શેઠ :** તમારા જેવા તો કેટલાયે ધોળી ટોપીવાળા આ ગામમાં આવી ગયા. સમજ્યા ! તમારી ખાતર અમારો હજારો વર્ષોથી ચાલતો ધર્મ પાણીમાં બોળીશું ?

**સ્વયંસેવક :** ધર્મ ? શેઠ, ધર્મની તો વાત જ ન કરો. આજ સુધી આંખે પાટા બાંધીને બેઠા છો ત્યાં ધર્મ ક્યાં જોયો તમે ? જમાનો બદલાયો છે, એટલાથી ચેતો તો બસ, નહીંતર કાળના ઘસારા પાસે તો ભલભલાને પણ નમી જવું પડશે.

**માસ્તર :** શેઠ, શા માટે આવા જોડે નકામું થૂંક ઉડાડો છો ? એમને ઘેર કાંઈ રાજ્ય નથી આવ્યું કે આપણે ડરવું પડે ?

**સ્વયંસેવક :** ભૂલો છો. માસ્તરસાહેબ. આજે રાજ્ય અધિકારીઓનું નથી રહ્યું–પ્રજાનું બન્યું છે. તમારે ત્યાં પણ પ્રભુની ઈચ્છા હશે તો હુકમ આવશે કે હરિજનોને અસ્પૃશ્ય ન ગણતા.

[ એટલામાં રસુલખાન જમાદાર મુખી પાસેથી એક આજ્ઞાપત્ર લઈને આવે છે અને માસ્તરને આપે છે. ]

**માસ્તર :** ( આજ્ઞાપત્ર પર નજર ફેરવતાં ફેરવતાં ) શેઠ........ શેઠ.......તમે વાંચો આ. મારી આંખે તો અંધારાં આવે છે. અરે ભગવાન્ શું થવા બેઠું છે દુનિયાનું.

( આજ્ઞાપત્ર શેઠને આપે છે. )

**શેઠ :** (નજર ફેરવતાં) શું ? આજ્ઞાપત્ર ? કળિયુગ પૂરો બેસી ગયો–ત્રિપુરાશંકર બસ; ધર્મ, નીતિ, સદાચાર બધું પરવારી ગયું દુનિયામાંથી.

**સ્વયંસેવક :** (શેઠના હાથમાંથી આજ્ઞાપત્ર લેતાં.) શું છે શેઠ ? તમે બંને અકળાઓ છો કેમ ? જાણે જમરાજાનો યમ આવ્યો હોય તેમ ! (આજ્ઞાપત્ર વાંચે છે.) "શ્રીમંત મહારાજાની આજ્ઞાથી આજથી રાજ્યનાં તમામ મંદિરો, તળાવ, કૂવાઓ અને રાજ્યની તમામ શિક્ષણશાળાઓ પ્રજાની દરેક કોમ માટે–હરિજનો માટે પણ ખુલ્લાં છે એમ જાહેર કરવામાં આવે છે. આજ્ઞાનો ભંગ કરનારને દંડ તેમ જ કેદની ઘટતી શિક્ષા કરવામાં આવશે." જુઓ શેઠ ! હું કાળના બોલ બોલતો હતો તેનું ભાન તમને થયું કે નહીં ? તમારા ધર્મને ઘરમાં પૂરી દો. જો જો અભડાઈ જાય નહીં.

**શેઠ :** ત્રિપુરાશંકર, શા માટે ગભરાઓ છો ? રાજાની ખાતર ધર્મ જવા દઈ શું ? અરે પ્રાણ જાય તો પરવા નહીં આવા આવા હુકમો કાઢનારની સામે આપણે પણ આપણું બળ અજમાવશું.

**માસ્તર :** પણ મારી તો નોકરી શેઠ ? શું કરું ? બહુ તો નિશાળ ભણાવીને રોજ નાહી નાખીશ તળાવમાં.

**શેઠ :** અરે તમે પણ શું આવા બાયલા બની જાઓ છો ? ધર્મની આડે આવે તો પેટ ફોડી નાખતાં શું થાય છે ? ધર્મભ્રષ્ટ થઈને પેટ ભરશો ? ભગવાને બ્રાહ્મણનું ખોળિયું આપ્યું છે તેનું તો સાર્થક કરો.

**સ્વયંસેવક :** શેઠ, શા માટે ગરીબ બ્રાહ્મણને શૂળી પર ચડાવો છો ? કાળના પલટા સાથે પલટતાં શીખો નહીંતર પ્રવાહના પૂરમાં તણાઈ જશો.

**શેઠ :** હવે તણાયા પૂરમાં ? આવાં તો આજ્ઞાપત્રો કેટલાંયે જોઈ નાખ્યાં. જોઉં છું કે કેટલા દિવસ તમારું આ આજ્ઞાપત્ર ટકે છે ? ધાર્મિક પ્રજાનો હજુ નાશ નથી થયો જગતમાંથી. અમને પણ હક છે રાજ્ય કરનારને પૂછવાનો. ત્રિપુરાશંકર ગભરાશો નહીં. હું પણ રાજ્યમાં જઈને બધું બળ અજમાવું છું. જોઉં છું કે કેટલા દિવસ આ આજ્ઞાપત્ર ટકે છે. (ચાલવા માંડે છે.)

**માસ્તર :** પણ મારી નોકરી શેઠ ? હું ગરીબ બ્રાહ્મણ માર્યો જાઉં, શેઠ ? (શેઠ જતા રહે છે.)

**સ્વયંસેવક :** માસ્તરસાહેબ, સમજી જાઓ. જમાનાને પલટાવવાનાં શેઠનાં તો સ્વપ્નાં છે. આ નરસી ને છબુ આજથી આ નિશાળમાં.

**માસ્તર :** (કરગરતાં) પણ ભાઈ મારો ધર્મ, આચાર, મારા પૂર્વજોનું પુણ્ય ! બધું પાણીમાં ?

**સ્વયંસેવક :** એ પુણ્ય આડે આવ્યું ત્યારે તો આજે આ સત્ય સમજાય છે. માસ્તરસાહેબ જમાનાને ઓળખો તો જીવાશે ને જીતાશે.

## અભ્યાસ

૧. શિક્ષક નિશાળમાં આવે તે પહેલાં છોકરા કેવું તોફાન કરે છે ?
૨. સ્વયંસેવક શા હેતુથી ગામમાં આવ્યો છે ?
૩. સ્વયંસેવકની સાથે કોણ હતું ?
૪. આજ્ઞાપત્ર એટલે શું ? આ પાઠમાં જે આજ્ઞાપત્ર આવે છે તેમાં શું છે ?
૫. નિશાળમાં તમે શી શી રમતો રમો છો તે કહો ?

## ૨૩

# એક નિવેદન

[ હજામત કરવી તે ધંધો તો હજામનો છે. પણ હવે તો ઘણા લોકો જાતે જ પોતાની દાઢી બોડે છે. પણ હજામ અથવા વાળંદ તો બીજી ઘણી રીતે આપણને ઉપયોગી થાય છે. લગ્ન વખતે કે એવા બીજા પ્રસંગોમાં એની મદદ વગર આપણને ચાલતું નથી. આ પાઠમાં હજામ પોતે બોલતો હોય એવું એક રમૂજી કાવ્ય લેવામાં આવ્યું છે. હજામ શું શું કામ કરતો તેનો પરિચય પણ આ પાઠમાં છે. આ કાવ્યના લેખક શ્રી. રમણ વકીલ છે. તેઓએ આવાં રમૂજી કાવ્યો પણ લખ્યાં છે. ચિત્રલેખા નામે એમનો બીજો કાવ્યસંગ્રહ છે તેમાં આ કાવ્ય છે. આ વાચનમાળાના સંપાદકોમાં પણ તમને તેમનું નામ નજરે પડશે. તેઓ સારાં નાટકો અને વાર્તાઓ પણ લખે છે. ]





ગુલબંકી

હું હજામ ? હા હજામ,
સાત વાર હું હજામ,
રાત, નાવી, ગાંયજો,
મને ભલે કહો હજામ:
છતાં કહું છ વાત એક
ધ્યાનથી સુણો; ન કાઢી નાખવા સમી જ છેક.

દશા હજામના વના તમારી કેવી થાય છે ?
મૂછ, દાઢી, શિરપે વધે અપાર ઝાંખરા,



પ્રિયા હઠે ભરી રીસે,
ભટોરિયાં ખૂણે લપે,
કૂતરાં ફળી ભસે,
બજારમાં લગીર શાખ આપની કહો રહે ?

છતાં તુંકારમાં, અરે કદીક વાત વાતમાં,
કહો છ તુચ્છકારમાં અને કદીક ગાળમાં,
ક્રોધમાં કહો હજામ.
પરંતુ ભૂતકાળમાં,
હજામ નામ પુણ્યશ્લોક,
વિશ્વમાં ગણ્યું ન ફોક.
ખાતરી ન આપની થતી જ હોય તો ભલે,
તવારિખો વિશે લખ્યું જરૂર તે તપાસજો.

હજામ ના હતે જગે,
લગ્ન મૃત્યુ શેં થતે ?
જાન કેમ ચાલતે મશાલ ના ધરી હતે ?
મૂછ દાઢીની સમેત પિતૃશ્રાદ્ધ શું થતે ?
જાન, કાણુ, લાણુમાં હજામ મોખરે હતો;
વેવિશાળ ચોકઠાં હજામ યુક્તિ ગોઠવે,
કાણુમાં રડે ન કોક,
હજામ મૂકતો જ પોક.
આમ સર્વ કામમાં હજામ જાળવે જ નોક.

શસ્ત્રચાતુરી તમે જગે નિહાળી છે કશેક ?
હજામના સમો કલાનિપુણ દાખવો ય એક.
વાઢકાપને વિષે હજામ શસ્ત્ર વાપરે,
તાવ ખાંસી પિત્તના—
વાયુ રોગ ચિત્તના—
ઓસડો હજામ હાથથી સદા થતાં હતાં.

હાંડી, ઝુંમરો દીવા હજામ હાથ પેટવે,
શેઠને સૂવાની સેજ પાથરે તે જ હજામ;
પાય ડિલ ચાંપતાં,
ગામની કરે કથા—
વર્તમાનપત્ર કેમકે ન તે સમે હતાં.

સમાજ પ્રાણરૂપ તે સમે હતો હજામ એક



તે હજામ, હું હજામ,
જન્મકર્મથી હજામ,
ઉચ્ચસ્થાન ભ્રષ્ટ હા !
વિમાસું ચિત્તમાં જ આમઃ
ઘેર ઘેર છે હજામ.

### અભ્યાસ

૧. હજામ ન હોય અને દાઢી વધે તો શું પરિણામ આવે ?
૨. ભૂતકાળમાં હજામ શું શું કામ કરતો ?
૩. હજામને વર્તમાનપત્ર જોડે શા માટે સરખાવી શકાય ?
૪. 'ઘેરઘેર છે હજામ'—એમ કવિ શા માટે કહે છે ?
૫. હજામ ક્યાં ક્યાં શસ્ત્રો વાપરે છે તે કહો.
૬. હજામ—હજામત;—આવા બીજા થોડાક શબ્દો આપો.

## ૨૪

# ઊધઈ

[શ્રી. કિશોરલાલ મશરૂવાળા ગુજરાતના વર્તમાન ચિંતકો અને વિચારકોમાંના એક છે. તત્ત્વચિંતન એ એમનો પ્રિય વિષય છે, અને જૂના અને નવા પૂર્વગ્રહોથી મુક્ત થઈને સ્વતંત્ર વિચાર કરવો એ એમની ખાસિયત છે. સમજતાં મુશ્કેલી પડે અને અધિકાર વગર સૂઝ ન પડે એવું એમનું ઘણું લખાણ છે. પરંતુ ઊધઈ વિશે એમણે જે લખ્યું છે–અનુવાદ કરીને આપ્યું છે, તે તો નાનામોટા સહુને સમજ પડે તેવું છે. અર્થગૌરવ એ એમની શૈલીનું ખાસ લક્ષણ છે. એમના સરળ અને સત્યપ્રિય વ્યક્તિત્વની છાપ એમનાં બધાં લખાણોમાં તમને હમેશાં જોવા મળશે.]

ઊધઈને ન જોઈ હોય એવું નાનું બાળક ગુજરાતમાં ભાગ્યે હશે. પુસ્તકપ્રિય વિદ્વાનો અને વિદ્યાર્થીઓ, અને રાચરચીલું રાખનાર બહેનો–સર્વે ઊધઈના રંજાડથી વાકેફ છે. છતાં, ઊધઈ કેવી જાતનું જંતુ છે, એ પોતાનું–રંજાડનું કામ કેવી રીતે કરે છે, એનામાં કેવા અને કેટલી જાતના ભેદો છે, એ કેવી રીતે પોતાનું જીવન ગુજારે છે વગેરે જાણવાની કોઈને કદી બુદ્ધિ થઈ ન હોય એમ સંભવિત છે.

ઊધઈની જીવનપદ્ધતિ અને સમાજરચના પૃથ્વી પર સૌથી જૂનામાં જૂની, સૌથી વધારે ચકિત કરનારી, અટપટી અને ચતુરાઈ ભરેલી છે. એક રીતે જુઓ તો અનેક મુશ્કેલીઓ વચ્ચે જીવન નિભાવવા માટે એ પદ્ધતિ સૌથી વધારે ડાહી અને ઘટતી છે. એ જીવનપદ્ધતિ વૃકોદરી, નિર્દય અને ઘૃણા ઉપજાવે એવી લાગે છે, એ સાચું; પણ, છતાં, માખીની, કીડીની કે માણસની યે જીવનપદ્ધતિ કરતાં એ અનેક રીતે ચડિયાતી છે.

મોટી ઊધઈ કેવળ ગરમ પ્રદેશોમાં જ થાય છે, જ્યાં બહુ જ ગરમી પડતી હોય ત્યાં કે તેની નજીકના દેશોમાં. અંગ્રેજીમાં એને ધોળી કીડી કહે છે. પણ સાચું પૂછતાં એનો રંગ ભાગ્યે જ સાવ ધોળો છે. આજુબાજુની માટીના રંગને મળતો રંગ એ ધારણ કરે છે એમ કહેવાને હરકત નથી. એની જુદી જુદી જાતો પ્રમાણે એની લંબાઈ $\frac{1}{5}$ ઈંચથી માંડીને લગભગ અડધા ઈંચ જેટલી થાય છે. એટલે કે, કેટલીક વાર, એ ઘરની માખી જેટલી મોટી હોય છે. ઊધઈના મોટા વર્ગની આકૃતિ બેડોળ દોરેલી કીડીના જેવી કહી શકાય. એનું પેટ આડી લીટીઓવાળું, નરમ અને લગભગ ઈયળના જેવું હોય છે.

જીવન ટકાવવા માટે જેની પાસે ઓછામાં ઓછાં કુદરતી સાધનો હોય એવાં ઊધઈ જેવાં પ્રાણીઓ જવલ્લે જ છે. મધમાખીની જેમ એને દંશનો મોટો કાંટો નથી, કીડીની જેમ છાતીના રક્ષણ માટે ભીંગડાનું કઠણ કવચ નથી;—અને કીડી તો એનો કટ્ટામાં કટ્ટો દુશ્મન છે. સામાન્ય રીતે એને પાંખો નથી હોતી; અને કવચિત જ્યારે પાંખો આવે છે ત્યારે, જાણે, એની ક્રૂર મશ્કરી કરી એનો વિનાશ કરવા માટે જ એને તે મળતી હોય એમ લાગે છે. શરીરમાં ભારે અને ચપળતા વિનાની હોવાથી એ ઊડીને કે નાસીને પોતાની જાતને ભયમાંથી બચાવી શકતી નથી. ઈયળની માફક એ સહેજમાં મરી જાય એવી નાજુક છે; જીવજંતુ ખાનારાં હરેકે હરેક પક્ષી, કીડી અને જીવડાં એનો શિકાર કરે છે. એક બાજુથી એ કેવળ ગરમ દેશમાં જ જીવી શકે છે; અને બીજી બાજુથી એનું કમભાગ્ય એવું છે કે સૂર્યનાં કિરણ લાગતાં જ એનો નાશ થાય છે. ભેજવાળી હવા વિના એને ચાલતું નથી; છતાં, એને જે દેશોમાં વસવું પડે છે તેમાંના ઘણાક ભાગોમાં સાતઆઠ

મહિના સુધી વરસાદનું એક ટીપું યે પડતું નથી. ઊધઈની બાબતમાં તો કુદરત—જેટલી મનુષ્ય પ્રત્યે તેટલી જ લગભગ—તેની પ્રત્યે, જાણે એ એની શોકની પ્રજા હોય, જાણે એની ઠેકડી કરવા માગતી હોય, તેવી અન્યાયી, દુષ્ટ સ્વભાવની, તોરીલી અને દગાખોર માલૂમ પડે છે. પણ જાણે કોઈ ભૂલથી, તમાશો જોવાની ઇચ્છાથી, કે કેવળ બેદરકારીથી, જેમ કોઈ સાવકી મા એકાદ ઉપયોગી સાધન સાવકાં બાળકો પાસે રહેવા દે, તેમ તેણે માણસ તથા ઊધઈ પાસે એક સાધન રહેવા દીધું છે, અને તેનો લાભ એ બંનેએ પોતાનું જીવન નિભાવવામાં કુશળતાપૂર્વક લીધો છે. ઊધઈએ તો તેમ કરવામાં કેટલીક વધારે ચાલાકી પણ બતાવી છે. એ સાધન અદૃશ્ય છે. ઊધઈમાં એ એની સહજ બુદ્ધિ અથવા નૈસર્ગિક પ્રેરણા કહેવાય છે, અને માણસમાં એ એની વિચારશક્તિ અથવા બુદ્ધિ કહેવાય છે.

કેટલીક ઊધઈઓ ઝાડનાં થડને અંદરથી પોલાં કરી નાખે છે, અને તેનાં મૂળ સુધી પહોંચે, એવી નાળો બાંધીને રહે છે. કેટલીક ઊધઈઓ પોતાના રાફડા ડાળીઓમાં રચે છે અને તેને એવા સખત બનાવે છે કે ભારેમાં ભારે વાવાઝોડાં પણ તેને તોડી શકતા નથી. એને પાડવા હોય તો ડાળીઓને જ કરવતથી વહેરવી પડે. પણ ઊધઈની પ્રાચીન અને મોટા ભાગની જાતો જમીનની નીચે જ રહેઠાણ કરે છે. આ રહેઠાણોની રચના બહુ જ વિસ્મય પમાડનારી અને અતિશય વિચિત્ર પ્રકારની હોય છે. દરેક દેશમાં એ રચનાનો પ્રકાર જુદી જુદી જાતનો માલૂમ પડી આવે છે, અને એક જ દેશમાં યે ઊધઈની જાત અને આજુબાજુના સંજોગો અને સાધનો અનુસાર એ રચના જુદી જુદી જાતની બને છે. નવી નવી રચનાઓ શોધવામાં આ જંતુની કુશળતા અપાર છે, અને

સંજોગોને અનુકૂળ ઝપાટાબંધ ફેરફાર કરી શકે છે. કેટલીક વાર એના રાફડા તળિયા આગળથી ત્રીસ ફૂટના ઘેરાવાવાળા, દશ–બાર ફૂટ ઊંચા, સાદા, કરચલી પડી હોય તેવા ટેકરા જેવા જણાય છે.

રાફડાઓનો બાહ્ય દેખાવ વિચિત્ર હોવાનું કારણ એ છે કે ઊધઈ પોતાનાં મકાનો, આપણી માફક બહારથી નહીં પણ અંદર રહીને જ રચે છે. આંધળી હોવાથી એના મકાનનો આકાર કેવો હોય છે તે એ જોઈ શકતી નથી. બાહ્ય દેખાવ સાથે એને સંબંધ પણ નથી; અંદરની સગવડ સાથે જ એને નિસબત છે. એને આંખો હોત તો યે, એ કદી બહાર નીકળતી ન હોવાથી, બાહ્ય સૌંદર્યની એ કદર પણ કરી શકત નહીં. અંદરથી અંધારામાં ફાંફાં મારતી એ કેવી રીતે પોતાની રચના કરવા માંડે છે, એ ભેદ હજુ કોઈ ઉકેલી શકયું નથી. માનવી મિસ્ત્રીઓ તો એ રીતે બાંધકામ કરવાની હિંમત જ કરે નહીં.

મોટામાં મોટા રાફડા મધ્ય આફ્રિકામાં બેલ્જિયમને તાબે આવેલા કોંગો પ્રાંતમાં છે. છ વારની ઊંચાઈ ત્યાં અસામાન્ય નથી, અને કોઈ કોઈની ઊંચાઈ તો સાતથી આઠ વાર જેટલી હોય છે. મોનપોનોમાં રાફડાની એક ટેકરી એટલી ઊંચી છે કે તેના પર બાંધેલી કબર પરથી આજુબાજુનો ઘણો પ્રદેશ નિહાળી શકાય છે. અપ્પર કાટાંગાના એલિઝાબેથ–વિલ ગામના એક સરિયામ રસ્તા પર એક મોટો રાફડો આવેલો છે. રસ્તો પાડવા માટે એ રાફડાને વચ્ચેથી કાપી નાંખવો પડ્યો છે. એ રાફડાની ઊંચાઈ તેની સામે આવેલા બંગલા કરતાં બેવડી છે. સેકાનિયામાં જ્યારે રેલ-ગાડીનો રસ્તો થતો હતો, ત્યારે આવા કેટલાક રાફડાઓને સુરંગથી તોડવા પડતા હતા, અને તેમાંથી જે ધૂળ નીકળતી તેનો ઢગલો

ઇંજિનોની ચીમનીઓ કરતાં વધારે ઊંચો થતો. એ જ ભાગમાં કેટલાક કબરના આકારના રાફડાઓ છે. તેને અંદરથી સાફ કરવામાં આવે તો માણુસ અંદર સુખેથી રહી શકે એવા બે ત્રણ માળનાં ઘર જેવા દેખાય છે.

## અભ્યાસ

૧. ઊધઈની જીવનપદ્ધતિ વિશે જાણતા હો તે લખો.

૨. ઊધઈને કઈ કઈ બક્ષિસો કુદરતે આપેલી છે? તેનો ઉપયોગ તે કેવી રીતે કરે છે?

૩. ઊધઈના રાફડાના બહારના ભાગનું ટૂંકમાં વર્ણન કરો.

૪. ઊધઈના રાફડા કયા કયા પ્રદેશમાં થાય છે?

૫. ઊધઈના જીવનક્રમ અને મનુષ્યના જીવનક્રમ વચ્ચે શો સંબંધ છે?

૬. મધમાખીઓનાં જીવન અને પ્રવૃત્તિ વિષે પંદર લીટી લખો

## ૨૫

# ભારતીય શિલ્પકળા



નટરાજ

[ તમે પ્રાચીન હિંદના શિલ્પ વિશે થોડું ઘણું તો અવશ્ય જાણ્યું હશે. આ પાઠમાં બે શિલ્પકારોએ જ ભારતીય શિલ્પકલાનો પરિચય કરાવ્યો છે. એક શ્રી. યુસુફઅલી ધાલા અને બીજા શ્રી. કાંતિ કાપડિયા. આ બે જુવાન કળાકારો સારા શિલ્પીઓ છે અને પથ્થર કે ધાતુને પણ આકાર આપીને સજીવન બનાવે છે. તેમની રચેલી વીર નર્મદની મૂર્તિ સુરતમાં ઊભી છે. આ પાઠમાં તેમણે અનેક સ્થળોનો નિર્દેશ કરીને આપણા શિલ્પનો ઇતિહાસ ક્યાં ક્યાં સ્થળોમાં વેરાયલો છે તેની માહિતી આપી છે. એટલે ભારતીય શિલ્પકળાનો ઇતિહાસ પણ આ પાઠમાંથી તમને જાણવા મળશે. વળી એ શિલ્પમાં શી વિશિષ્ટતાઓ છે તે પણ એમણે જણાવ્યું છે. ભારતીય શિલ્પ તો આપણું પ્રાચીન ધન છે, આપણી સંસ્કૃતિ છે. ]

કળા એટલે ચિરંજીવ સૌંદર્ય, જ્યારે જોઈએ ત્યારે નવું ને નવું લાગે, આપણા મનને પ્રફુલ્લ કરે અને શાંતિ આપે છે. જગતની મુખ્ય લલિત કળાઓમાંની સૌથી વધુમાં વધુ અઘરી અને અત્યારની સામાન્ય પ્રજાને કદાચ અરુચિકર લાગે એવી કળા તે શિલ્પ. છતાં પણ એ સૌથી વધુ ઉપયોગી છે. લોકોને અરુચિકર લાગે તો તેનું કારણ એ છે કે એને સાધારણ રીતે લોકો બરાબર સમજી શકતા નથી. એટલે જો એકવાર સમજવાનો પ્રયત્ન થાય તો એની કીંમત સૌ કોઈ સમજી શકે.



સાંચીના સ્તૂપ અને પ્રવેશદ્વારની કમાન

આજે જગતનો જે કાંઈ ઇતિહાસ સચવાયો છે, એ મોટે ભાગે શિલ્પ અને એની બીજી કળા બહેનોને જ આભારી છે. જગતમાં બધું નાશવંત છે, છતાં શિલ્પ વધુમાં વધુ ટકી શકે છે. એને લઈને ભૂતકાળનાં હજારો વર્ષો પહેલાંનાં પ્રજાનાં જીવન, સંસ્કાર અને ઇતિહાસ સચવાઈ રહ્યાં છે.

માનવજીવનની શરૂઆતથી અત્યાર સુધીમાં જગતભરમાં ઘણા અખતરા અને પ્રયાસ શિલ્પમાં થયા છે. જુદી જુદી પ્રજા અને દેશ પ્રમાણે તેના જુદા જુદા વાડા (સંપ્રદાય) પણ છે. જેમકે, એસેરિયન, મિસરી, ગ્રીક, રોમન, ચીની, જાપાની, આધુનિક યુરોપિયન અને હિંદી.

આપણી હિંદી અથવા ભારતીય શિલ્પકળાનો ઇતિહાસ બહુ જૂનો અને સમૃદ્ધ છે. એનાં બધાં શિલ્પને જવા દઈ ફક્ત ચાર જ હયાત હોય તો પણ આપણું હિંદી શિલ્પ જગતના બધા શિલ્પને મોખરે જઈ બેસે. તે શિલ્પો તે—સારનાથની ભગવાન બુદ્ધની મૂર્તિ, જાવાની પ્રજ્ઞા પારમિતા (બૌદ્ધિક સરસ્વતી), આપણા મુંબઈ નજીક ઘારાપુરી ગુફાની ત્રિમૂર્તિ (બ્રહ્મા, વિષ્ણુ અને શિવ), અને નટરાજ.

શિલ્પના ઘણા પ્રકાર છે. તેમાં સીધું પથ્થરમાંથી કોતરેલું-ચણતર કરી ઘડેલું, ઢાળમાં કાંસાનો રસ રેડી ઢાળેલું, લાકડાં અથવા હાથીદાંત અને એવા જ કોઈ પદાર્થમાંથી કોતરેલું, માટીનું બનાવી પકવેલું (ટેરા કોટા) વગેરે મુખ્ય છે. આપણા ભારતવર્ષમાં આ બધી જાતનાં શિલ્પો હયાત છે. પરંતુ જે શિલ્પને માટે આખું ભારતવર્ષ મગરૂબ છે, તે તો જીવતા પહાડમાંથી કોતરેલી ગુફાઓ અને તેમાં કોતરેલાં અસંખ્ય શિલ્પો છે. દક્ષિણ હિંદમાં જીવતા પહાડમાંથી કોતરેલી ગુફાઓ નથી ત્યારે ત્યાંનું કાંસાકામ અતિ સુંદર અને પ્રખ્યાત છે. મદ્રાસ અને દક્ષિણના બીજા પ્રદેશમાંથી નટરાજ,

શિવ અને બીજી અસંખ્ય મૂર્તિઓ મળી આવે છે, જેનું ઢાળકામ એટલું સુંદર હોય છે કે અત્યારની પાશ્ચાત્ય પ્રજા પણ તે જોઈ દિમૂઢ થઈ જાય છે. તે ઉપરાંત નેપાળમાં પણ કાંસાની ઢાળેલી નાની નાની અસંખ્ય મૂર્તિઓ બની હતી જેની નાજુકતા તેમ જ લાલિત્ય એવાં આકર્ષક છે કે એકવાર નજરે પડતાં જીવનભર ન ભૂલાય.

દરેક દેશમાં કળાની આબાદી ધર્મને લઈને થઈ છે. અલબત મનુષ્ય જન્મ્યો—પોતાની બુદ્ધિથી આગળ વધતો ગયો તેમ તેને સૌંદર્યનું ભાન થતું ગયું. કળા માટે સ્વયંસ્ફુરણા જાગી અને તે રસ-વૃત્તિ તૃપ્ત કરવા એણે પ્રથમ, પોતે જે ગુફામાં રહેતો હતો ત્યાં પોતાના નિત્ય જીવનને લગતાં ચિત્રો કોતર્યાં. દિવસે દિવસે એણે પોતાનું વર્તન સુધાર્યું તેમ તેમ તેનાં આલેખનો પણ સુધરવા લાગ્યાં. મનુષ્યાકૃતિ અને પ્રાણીચિત્રમાં પ્રમાણ અને રેખાનું બળ વધતું ગયું છેવટે તે કાર્ય એટલે સુધી વધ્યું કે મનુષ્ય જેવો છે તેવો આબેહૂબ ચિતરાયો, જેની એસિરિયન, મીસરી, ગ્રીક, અને રોમન કળા સાક્ષી પૂરે છે. આ તો ચિત્રની વાત થઈ પરંતુ આકાર-રચનાની તેની ભૂખ એણે પોતાનાં વાસણો, ભાલા અને બીજી ઉપયોગની વસ્તુના સુંદર ઘાટ ઘડીને તેમ જ ઉપર સુંદર નકસી કામ કરીને છીપાવી. સોળમી સદીથી અઢારમી સદીમાં મુગલ અમલ દરમિયાન આપણે શિલ્પમાં કાંઈ કર્યું નહીં ત્યારે તે વખતમાં હથિયારો તેમ જ આપણાં નિત્ય વાપરવાનાં વાસણોના ઘાટ અને ઉપર નકસીકામ એવું સુંદર ઘડાયું કે જેનો જોટો આપણને હાલમાં મળવો મુશ્કેલ થઈ પડે!

પ્રાચીન સમયની આપણી શિલ્પની પ્રગતિ બૌદ્ધ ધર્મને આભારી છે. ભગવાન બુદ્ધના જન્મે આપણા પર અને જગત પર એક મોટો ઉપકાર કર્યો એમ કહીએ તો ખોટું ન કહેવાય; કારણ કે

એ ધર્મના પ્રચાર સાથે અનેક ગુફા–મંદિરો કોતરાયાં અને શિલ્પોનો અજોડ સમૂહ રચાયો. બૌદ્ધ પછી જૈન, શૈવ અને વૈષ્ણવ ધર્મનું બળ વધ્યું, જેને અંગે પણ ઘણાં શિલ્પાગારો ઊભાં થયાં; પરંતુ તે બધામાં બૌદ્ધ શિલ્પની જ અસર માલૂમ પડે છે.

શિલ્પના નમૂના જગતના દરેકે દરેક ખૂણામાં માલૂમ પડે છે. પરંતુ તે કદમાં નાના અને છૂટા પથ્થરમાં ઘડી ચણેલા છે; ત્યારે અજંતા, (જળગામ પાસે), ઈલોરા (અજંતાથી પચાસેક માઈલ જ દૂર અને ઔરંગાબાદથી સોળ માઈલ દૂર), ધારાપુરી, બાદામી, કેનેરી, કાર્લા, ભાજા, તેમ જ બીજી અનેક ગુફાઓ, ડુંગરમાંથી કોરેલી છે અને અંદરનાં શિલ્પ સળંગ પથ્થરમાં જ ઘડેલાં છે. વળી કોઈક વાર તો તેનું કદ એટલું બધું મોટું હોય છે કે તેને જોતાં આશ્ચર્ય ઊપજે કે આવું મોટું શિલ્પ એ લોકોએ કેવી રીતે કોતર્યું હશે! એ ઘડવૈયાઓ કેવા મહાન હશે!

ઈરાન નજીક જૂના વખતમાં એસિરિયા નામે દેશ હતો. જે સુધારાની ટોચે પહોંચ્યો હતો. એ લોકોએ શિલ્પકળામાં સારો પ્રયાસ કર્યો હતો. જે શિલ્પ પોતાની સાદાઈ માટે ખૂબ વખણાય છે. એની અસર મીસર દેશ પર થઈ અને માનવાકૃતિ પર વધુ ધ્યાન અપાયું. ત્યારબાદ ગ્રીક લોકોની ચડતી સાથે તે લોકો પર એની અસર થઈ. એ લોકોએ માનવાકૃતિ પર એથીયે વધુ ધ્યાન આપી મનુષ્યની આકૃતિઓ વધુ સુંદર ઘડી. ત્યારબાદ રોમનની જાહોજલાલી સાથે એને પણ શિલ્પનો નાદ લાગ્યો અને માનવદેહને જેવા માનવી છે તેવા આબેહૂબ ઘડવામાં તેમણે ખૂબ કુશળતા દાખવી. આપણા હિંદી શિલ્પમાં માનવાકૃતિ પર સંપૂર્ણ લક્ષ આપવામાં આવ્યું છે. છતાં પણ એમાં રેખાનું પ્રાબલ્ય, ભરાવદાર તેમ જ સુંદર ઘાટ અને અંગમરોડ પર સૌથી



મોઢેરાનું સૂર્ય મંદિર



રુદ્રમાળ



દેલવાડાનાં દેરાં–અંદરનો ભાગ

વધારે ધ્યાન આપવામાં આવ્યું છે. રોમન શિલ્પમાં માનવદેહનું સપ્રમાણ આલેખન છે. પરંતુ ત્યાં જ એ અટકી જાય છે. એટલે એમાં આલેખેલા દેવદેવીઓ દેવ ન લાગતાં સામાન્ય માંસલ મનુષ્યો જ લાગે છે; જ્યારે આપણા શિલ્પમાં દેવો અને ભગવાન બુદ્ધ જેવાનાં શિલ્પો ખરેખર દેવ લાગતાં આપણને સાક્ષાત નમસ્કાર કરવાનું મન થઈ જાય છે. અલબત ગ્રીક શિલ્પમાં એ તત્ત્વ છે છતાં હિંદી શિલ્પની બરોબરીમાં એ આવી શકે એમ નથી.

અસલ ઈ. સ. પૂર્વે પાંચ હજાર વર્ષ પર ભારતવર્ષ સુધારાની ટોચે પહોંચ્યો હતો, જેની સિંધમાં ખોદી કાઢેલા મોહેન-જો-ડેરો નામના નગરના અવશેષો, તેમ જ પંજાબમાં ખોદી કાઢેલા હરાપ્પાંના અવશેષો સાક્ષી પૂરે છે. પછીનો ઇતિહાસ આપણને ચોક્કસ રીતે મળતો નથી, છતાં તે વખતે પણ શિલ્પ હયાત હતું. તે તે વખતના સાહિત્ય અને અંદરના વર્ણન ઉપરથી માલૂમ પડે છે. ભગવાન બુદ્ધના જન્મ પછી બૌદ્ધધર્મના બરોબર ફેલાવા સાથે મૌર્ય અને ગુપ્ત વંશના સુવર્ણકાળમાં ઈ. સ. ના પહેલા હજાર વર્ષમાં ભારતમાં ઉપર કહી તેવી અનેક શિલ્પાકૃતિઓ ઘડાઈ. એની અસર તિબેટ, ચીન, જાપાન, સિંહલદ્વીપ (સીલોન) બ્રહ્મદેશ, સિયામ, જાવા, સુમાત્રા વગેરે દેશો પર થઈ અને ત્યાં પણ શિલ્પના અસંખ્ય નમૂનાઓ બનવા લાગ્યા.

જાવાનું બોરોબુદુરનું મંદિર કે જેમાં બુદ્ધ ભગવાનની અસંખ્ય મૂર્તિ સાથે બધી જાતક કથાઓનાં શિલ્પો-તેમ જ રામાયણ અને મહાભારતની સળંગ કથા શિલ્પમાં કોતરેલી છે, તે ઈ. સ. ના સાતમા સૈકામાં ગુજરાતમાંથી ગયેલા વેપારીઓએ બંધાવ્યું હતું. એ મંદિરનો વિસ્તાર જ ત્રણ માઈલનો છે; એ

ઊંચું મંદિર ગગનને ચુંબન કરતું ભાસે છે. આપણે ઉપર ટોચ પર ચડી આજુબાજુ નજર કરીએ તો જાવાનો સમુદ્રથી વીંટળાયેલો સમગ્ર ટાપુ નજરે પડે છે.



વિનસની મૂર્તિ–ગ્રીક શિલ્પ

ઈલોરામાં પણ અસંખ્ય શિલ્પ છે. શૈવધર્મની મૂર્તિઓ તેમ જ ગંગા–યમુના વગેરે નદીઓની મૂર્તિઓ એટલી સુંદર છે કે એકવાર વીનસની મૂર્તિને પણ ભુલાવી દે. એ સિવાય બૌદ્ધ અને જૈન મૂર્તિઓ પણ અસંખ્ય છે. આ વખતનું સૌથી જૂનું શિલ્પ તો અમરાવતી, નાગાર્જુન, કોન્ડા અને સાંચીના સ્તૂપ કહી શકાય. સાંચીના સ્તૂપના કઠેરાના ગર્ભદ્વાર ઉપર પ્રાણીઓનાં તેમ જ ફૂલોનાં સુંદર સુશોભનો પણ છે.

ઈસુના દસમા સૈકામાં દક્ષિણ હિંદમાં શિલ્પની પ્રગતિ થઈ અને અસંખ્ય મંદિરો બંધાયાં, જે મોટે ભાગે શિવધર્મનાં જ છે. તેમાં ઈટ્ટગી બકુનિવર્ત, હાર્યે-નલ્લી, તાંજોર, મદુરા, શ્રીરંગમ, રામેશ્વર, વેલુર, વિજાપુર, ઝમ્મુ, ચૈહોલ અને બાદામી તેમ જ અંબરનાથનો સમાવેશ થાય છે.

ગુજરાતમાં પથ્થરનાં ભવ્ય શિલ્પો જોવામાં નથી આવતાં

કારણ કે ગુજરાત મોટે ભાગે સપાટ–પહાડ વગરનો ફળદ્રુપ પ્રદેશ છે. પરંતુ ઈ. સ. ના દસમા સૈકાથી બારમા સૈકામાં એણે પણ પાટણમાં રુદ્રમાળ, આબુ, ગિરનાર અને શત્રુંજયનાં જૈન મંદિરો, મોઢેરાનું સૂર્યમંદિર, વડનગરનો કીર્તિસ્થંભ, સોમનાથ મહાદેવનું મંદિર વગેરે મારફત પોતાનો ફાળો આપ્યો છે. તેમ એ જ સમયમાં આખા ગુજરાતમાં જે જે ઘરો બંધાયાં એના લાકડાના સ્થંભો તેમ જ બારી–બારણાં, બારસાખ વગેરે ઉપર એવાં સુંદર કોતરકામ થયાં છે કે જેની જોડ બીજે મળી શકતી નથી.

પછીનો સમય અંધાધૂંધીનો ચાલ્યો. એણે શિલ્પ અને એની બીજી કળાબહેનોને દેશવટો આપ્યો. આપસઆપસની લડાઈ અને વેરઝેરમાં બધું ભૂલાઈ ગયું. પછી તો મુસ્લીમોનું આક્રમણ હિંદ પર થયું. એમના ધર્મમાં મૂર્તિની અવગણના હોઈ શિલ્પને ઉત્તેજન ન મળ્યું છતાં મોગલોના સમયમાં મનુષ્યની મૂર્તિ નહીં, પરંતુ જે જે મકાનો બધાયાં તેમાં સુંદર કોતરકામ થયું કે જેને જોઈ દુનિયા ગાંડી બની. એ બાંધકામમાં જગતના સ્થાપત્યને મોખરે બેસે એવો તો સ્વચ્છ, શુભ્ર અને આંખમાં ઠરી જાય એવો–બાદશાહ શાહજહાંના પ્રેમના સાચા પ્રતિક સમો તાજમહાલ છે.

## અભ્યાસ

૧. શિલ્પકળાની શી મહત્તા છે ?
૨. હિંદની ઉત્તમ શિલ્પકૃતિઓનાં નામ કહો.
૩. શિલ્પના પ્રકારો જણાવો.
૪. કળાના વિકાસમાં ધર્મ શો ભાગ ભજવે છે ?
૫. આપણા દેશની શિલ્પકળાને બીજા દેશની શિલ્પકળા સાથે સરખાવો ને તેની વિશિષ્ટતા દર્શાવો.
૬. આપણી શિલ્પકળાના વિકાસનો ઇતિહાસ સંક્ષેપમાં જણાવો.
૭. ગુજરાતની શિલ્પકળા વિષે થોડી માહિતી આપો.

## ૨૬

# કડવાં કારેલાં

[ ગુજરાતી સાહિત્યમાં જૂનાં કવિઓએ ઘણાં ભજનો લખેલાં છે. પણ આ પાઠમાં તો એક નવા કવિનું નવી ઢબનું ભજન તમારા વાંચવામાં આવશે. કાવ્યમંગલા અને વસુધા નામના કાવ્યસંગ્રહોના રચનાર કવિ સુન્દરમે કોયા ભગતની કડવી વાણી નામે એક ભજનોનો સંગ્રહ પણ રચ્યો છે. તેમાં રમૂજ સાથે ઘણી મોટી મોટી વાતો સમજાવી દીધી છે. કોઈવાર કડવી વાણીથી ઈશ્વરને પણ ઠપકો દીધો છે. એ કડવી વાણી શા હેતુથી વાપરી છે તેનું રહસ્ય તમને આ કાવ્યમાંથી સમજાઈ જશે. શ્રી. સુન્દરમે નાટકો તેમજ વાર્તાઓ પણ લખી છે. એમનાં કાવ્યો તો તમે અવશ્ય વાંચજો. તમને ગાવાં ગમે એવાં કાવ્યો પણ એમના સંગ્રહોમાંથી ઘણાં મળી આવશે. એમનું સાચું નામ છે ત્રિભુવનદાસ પુરુષોત્તમ લુહાર. ]

કડવાં કારેલાંના ગુણ ન હોય કડવા હો,
કડવાં વચન ન હોય કડવાં હો રે.

છીણી છેદે ધાતુ કરવા ઘાટુડી,
કાતર કાપે ફરી સાંધવા હો રે,

સોની તાવે શુદ્ધ સુવરણ કરવા,
કુંભારી ગૂંદે માટી બાંધવા હો રે. કડવાં.

તપતા સૂરજ ખારાં જળ મીઠાં કરવા,
ચઢતા વંટોળ મેઘ ભરવા હો રે,

ધરતી ધ્રૂજે હલકી કાયાને કરવા,
ધરમી કોપે પાપ હરવા હો રે. કડવાં.

દુનિયાના રોગદોગ દુઃખ મારે દિલ વસ્યાં,
માનવીના મેલ ઝાઝા નિરખ્યા હો રે,
કોયો ભગત કાઢે કડવાં વચન, ભાઈ!
કડવું સૂણીને કોક હરખ્યા હો રે. કડવાં.

## અભ્યાસ

૧. કારેલાંનો દેખાવ અને સ્વાદ કેવો હોય છે ?

૨. કારેલાંનું દૃષ્ટાંત લઈને કવિ કહેવા શું માગે છે ?

૩. સોની અને કુંભાર શી પ્રવૃત્તિ કરે છે ? શા ઉદ્દેશથી ?

૪. તમને કોઈ કડવાં વચન કદી પણ કહે છે ? શા માટે ?

૫. આપણે કડવી દવાઓ શા માટે પીવી પડે છે ? ન પીએ તો શું થાય ?



# મહાકવિ પ્રેમાનંદ



[ગુજરાતના જૂના કવિઓમાં પ્રેમાનંદની પ્રતિષ્ઠા ઘણી છે. તેણે લોકોને ગમે એવાં આખ્યાનો રચ્યાં છે. એ આખ્યાનો એ જાતે ગાઈ સંભળાવતો. પુરાણોની કથાઓ ગુજરાતી ભાષામાં લોકોને આપીને એણે લોકપ્રિયતા મેળવી, અને કેટલાં બધાં આખ્યાનો એણે લખ્યાં છે! અભિમન્યુ આખ્યાન, ઓખાહરણ, નળાખ્યાન, સુદામાચરિત, હરિશ્ચંદ્રાખ્યાન એવાં તો અનેક નામ તમને જાણવા મળશે. મોટે ભાગે એ કવિ વડોદરામાં રહ્યો હતો. અને આ પાઠ પણ વડોદરાની કોલેજના ગુજરાતીના અધ્યાપક અને ગુજરાતી સાહિત્યના સંશોધક અને લેખક શ્રી. મંજુલાલ મજમુદારે લખેલો છે. પ્રાચીન કવિઓ અને તેમના સાહિત્યનો બહુ ઊંડો અભ્યાસ શ્રી. મજમુદારે કરેલો છે એ આ એક પાઠ પરથી પણ તમારા જાણવામાં આવશે. પ્રેમાનંદ જેવા ગુજરાતના મહાકવિ વિશે તો તમારે ઘણું જાણવું જોઈએ. વધારે વિસ્તારથી એનું જીવનચરિત જાણવા પ્રયાસ કરજો.]

ગુજરાતી સાહિત્યના મધ્યકાળના કવિઓમાં સૌથી લોકપ્રિય કવિ પ્રેમાનંદ છે. મહાકવિ પ્રેમાનંદ અથવા પોતે કહે છે તેમ સાદા 'ભટ પ્રેમાનંદ' નાંદોરા ચાતુર્વેદી બ્રાહ્મણ વડોદરાના રહીશ હતા; અને આશરે સંવત ૧૬૯૨ માં એટલે લગભગ ત્રણસો વર્ષ ઉપર જન્મ્યા હતા.

તેમના પિતા કૃષ્ણારામ તેમને નાના મૂકીને જ ગુજરી ગયા. માતા પણ પિતા પછવાડે થોડાં વર્ષમાં ગુજરી ગઈ. એટલે પ્રેમાનંદ તેમને મોસાળ નંદરબાર ઊછર્યા હતા.

ચૌદ પંદર વર્ષ સુધી તે મૂર્ખ અને જડભરત જેવા દેખાતા હતા. તે પછી નરસિંહ મહેતાને જેમ ગોપનાથ મહાદેવે અનુગ્રહ કર્યો હતો, અસારવાના વૈષ્ણવ કવિ ગોપાલદાસને વિઠ્ઠલનાથજીએ કૃપા કરી હતી, અને દયારામભાઈને માથે જેમ ઇચ્છારામ ભટ્ટજીએ હાથ મૂકયો હતો, તેમ પ્રેમાનંદમાં પણ સાધુ રામચરણની કૃપાથી કવિતા કરવાની શક્તિ આવી હતી.

કહેવાય છે કે બાળક પ્રેમાનંદ વિશ્વામિત્રીને કાંઠે આવેલા કામનાથ મહાદેવમાં રહેતા એક રામચરણ નામના વિદ્વાન સંન્યાસીના પ્રસંગમાં આવ્યા હતા. તેમના સહવાસ તથા ઉપદેશથી બાળકનું કવિહૃદય ખીલ્યું. જુવાન પ્રેમાનંદ રામચરણ સાથે દેશ પરદેશ આથડ્યા અને સંસ્કૃત તથા હિંદી ભાષા શીખ્યા. ખાસ કરીને મહાભારત, રામાયણ, ભાગવત, હરિવંશ તથા બીજાં પુરાણોનો સારો પરિચય તેમને થયો. આ પ્રવાસમાં સૃષ્ટિનું સૌંદર્ય જોઈને કહો, જનસમાજના રીતરિવાજ પારખ્યાથી કહો કે એકંદરે સંસારઅવલોકનમાંથી કહો—તેનાથી તેમની બુદ્ધિ વિકાસ પામી; અને તે બહુશ્રુત થયા.

પ્રેમાનંદે પહેલાં તો રાજદરબારમાં માન પામતી હિંદી ભાષામાં કવિતા કરી અને ગુરુ રામચરણને બતાવી. ત્યારે તે ગુજરાતી ગુરુ નાખુશ થયા; અને કહ્યું: 'ઉંબર મૂકી અને તું ડુંગરને પૂજે કેમ?' અર્થાત્ તારા જ દેશની અને તારી જન્મભાષા જે ગુજરાતી તે ઘરના ઉંબરા જેટલી નજીક છે તેને ભૂલી જઈ, દૂરથી રળિયામણા લાગતા ડુંગરા જેવી હિંદીને પૂજવા તું શું કામ જાય

છે? આટલી ટકોર થવાથી પ્રેમાનંદે ગુજરાતીમાં કવિતા કરવા માંડી. આવા ગુરુ પ્રત્યેનો આદરભાવ ઘણી વખત કવિએ નીચે પ્રમાણે લખીને સંભાર્યો છેઃ

" રામચરણ કમલ મકરંદ, લેવા ઇચ્છે પ્રેમાનંદ. "

પ્રવાસી પ્રેમાનંદે તેમના પહેલાં થઈ ગયેલા ગુજરાતી કવિઓનાં રચેલાં પદો અને આખ્યાનોનો પરિચય પણ કરી લીધો; અને પછી પોતાની ઢબે પોતાના જમાનાના રંગઢંગ સજાવી ગુજરાતી જનસ્વભાવનું આલેખન જાણીતા પૌરાણિક કથા પ્રસંગોદ્વારા કર્યું.

કવિનું પહેલું કાવ્ય ' લક્ષ્મણાહરણ ' સં. ૧૭૨૦ માં પોતાના મિત્ર માધવ શેઠની પ્રેરણાથી લખાયું છે. તે પછી સંવત ૧૭૨૩ માં ૨૯ કડવાંનું ' ઓખાહરણ ' અને સં. ૧૭૨૭માં ' ચંદ્રહાસ આખ્યાન ' તથા ' અભિમન્યુ આખ્યાન ' એમણે રચ્યાં. સંવત ૧૭૨૯ માં ' મદાલસા આખ્યાન ' રચ્યું. આટલી કૃતિઓ તેમણે વડોદરામાં રહીને રચી.

પરંતુ સંવત ૧૭૨૯ માં ભારે ' ઓગણત્રીસો કાળ ' પડ્યો, એટલે કારમા દુષ્કાળનો અનુભવ થતાં ગુજરાતના વ્યાપારધામ નંદરબારમાં " આવી વસ્યા કૃષ્ણસુત પ્રેમાનંદ, " અને અનાવૃષ્ટિ ટાળનાર શૃંગી ઋષિના ગુણગાન કરનારું " ઋષ્યશૃંગાખ્યાન" તેમણે રચ્યું. ભક્તની નાણાંભીડ ટાળનારી ' નરસિંહની હુંડી ' આ વર્ષમાં ગાઈ; અને સંવત ૧૭૩૦ માં લોકસંકટ ઉદ્ધારવા જગદુદ્ધારક વામનજીની ' વામન કથા ' કરી.

આ વર્ષમાં સિંહસ્થ આવવાથી કવિ ગોદાવરી યાત્રાએ ગયા. ત્યાં મરાઠી સાહિત્યના સમકાલીન કવિ વામન પંડિતનાં આખ્યાન– કાવ્યોનો તેમને પરિચય થયો હોય એમ જણાય છે. નંદરબારમાં

કવિ નંદીપરામાં રહેતા અને ત્યાં જ કથા કરતા. સં. ૧૭૩૮ માં ‘ સુદામાચરિત્ર ’ ગાઈ તે પાછા વડોદરે આવ્યા.

વડોદરામાં ‘ કુંવરબાઈનું મામેરું ’ નાગરી ન્યાતની માટે ગાયું. સં. ૧૭૪૦ માં ‘સુધન્વા આખ્યાન’ અને સં. ૧૭૪૧ માં ‘રણયજ્ઞ’ ગાયાં. તે પછી નંદરબાર અને સૂરત વચ્ચે આવજા કરી ‘નળાખ્યાન’ અને ‘ દ્રૌપદીહરણ ’ રચ્યાં.

કવિના જીવનકાળ દરમિયાન મોગલ શહેનશાહ જહાંગીર તથા શાહજહાંનો અમલ હોવાથી ગુજરાત તેમ જ ખાનદેશમાં શાંતિ જામી હતી. તેવા આબાદીના સમયમાં વડોદરા, પછી સૂરત અને વચ્ચે વચ્ચે નંદરબાર જઈ કવિએ પોતાનાં આખ્યાનોની રસછોળો ગુજરાતની છેક દક્ષિણ સરહદ સુધી ઊછાળી હતી. આજે પણ કવિનાં ઘણાં આખ્યાનોના હસ્તલિખિત ચોપડા સૂરત જિલ્લાનાં ગામડાંમાં સચવાઈ રહેલા મળી આવે છે, જેની કથાઓ ચોમાસાની નવરી રાતોએ કરવામાં આવે છે.

કવિની પાકટ અવસ્થાનો અધૂરો રહેલો ગ્રંથ તે ‘દશમસ્કંધ.’ તેમાં કૃષ્ણનાં બાલચરિતો મૂળ ભાગવતને આધારે છતાં સ્વતંત્ર રીતે વિસ્તારેલાં છે; તેમાં ગુજરાતણ માતાને પોતાના બાલકૃષ્ણ પ્રત્યે ઊભરાતા વાત્સલ્યનાં કાવ્યચિત્રો છે. આ ઉત્તરાવસ્થામાં રચાયેલાં બીજાં સુંદર કાવ્યો તે ‘ દાણલીલા, ’ ‘ ભ્રમરપચીસી, ’ ‘ વિવેકવણઝારો ’ અને ‘ રાધાકૃષ્ણના બારમાસ. ’

માર્કંડેયપુરાણ, મહાભારત તથા ભાગવતના ઘણા પ્રસંગોનાં છૂટક છૂટક આખ્યાનો રચીને પ્રેમાનંદે સંસ્કૃતમાંથી કથા કરનાર પુરાણીઓને પજવણી કર્યા જેવું કર્યું. બ્રાહ્મણ પુરાણીઓ જે જ્ઞાનના ઈજારદાર જેવા, લોકોમાં અત્યારસુધી પ્રતિષ્ઠા પામતા હતા તેઓ પ્રાકૃતમાં–એટલે દેશભાષા ગુજરાતીમાં–કથા કરનાર પ્રેમા-

નંદની અદેખાઈ કરવા લાગ્યા. કારણ કે સંસ્કૃતના લુખ્ખા કૂચારૂપ પુરાણીઓની કથાને મુકાબલે પ્રેમાનંદનાં ગુજરાતી દેશી સંગીતમાં રચેલાં આખ્યાનો વધારે રસવાળાં તથા સહેલાઈથી સમજાય તેવાં હતાં.

પુરાણીઓની કથા સમાજના નીચલા થરથી સમજાતી નહોતી; અને વળી શૂદ્ર વર્ગને એ કથાઓ સાંભળવાની બહુ છૂટ પણ નહોતી. તેથી જ પ્રેમાનંદે 'માર્કંડેયપુરાણ'નો અનુવાદ કરતાં લખ્યું છે કે—

"થયા પુરાણી મોંઘા દાટ, તેથી થયો ઘણો ઉચાટ,
હવે કોણ દેખાડે વસમી વાટ? થયા બંધ સ્વર્ગ નર્કના ઘાટ.
ત્યારે કર્યું પ્રાકૃત વિમાન, જાણવા ન જોઈયે મહાન.
બમણું શ્રોતાથી વક્તાને પુણ્ય."

કવિના જમાનામાં રસિક છતાં થોડું ભણેલા અને આખો દિવસ કામધંધામાં રહેનાર જનસમાજને જાડી કેળવણી મેળવવાનું સાધન કથાશ્રવણ જ હતું. તેથી ધર્મ અને નીતિના ઉપદેશવાળાં અને તે સાથે ગુજરાતી જનસ્વભાવનું અને સાંપ્રત સંસારનું દર્પણ ધરનારાં પ્રેમાનંદનાં રસમય આખ્યાનો ભાવિક શ્રોતાવર્ગ ઊંડા ભાવથી અને પ્રસન્નતાથી અડધી રાત સુધી સાંભળવા બેસતો, અને કથા-શ્રવણથી પાવન થઈ ઘેર જતો.

તેમની કથામાં સંગીતને તાલનો સાથ આપવા માટે, ત્રાંબાની મોટી માણ અથવા ગાગરને ઊંધી મૂકી હાથની બધીયે આંગળીઓએ પહેરેલી વીંટીઓ વડે રણકાર કરવામાં આવતો. તે ઉપરથી આવી રીતે કથા કહેનારા 'માણભટ્ટ' અથવા 'ગાગરિયાભટ્ટ' કહેવાતા. પ્રેમાનંદ કેવા પ્રકારે પોતાનાં આખ્યાનોની કથા કરતા તેની માહિતી આપણને નથી. છતાં એટલું તો નક્કી કે

તેમણે ગુજરાતી આખ્યાનોની કથાદ્વારા લોકહૃદયના કિલ્લાઓ સર કર્યા હતા; અને તેથી તેમના પોતાના જમાનામાં પણ એ લોકપ્રિય થઈ શકયા હતા.

હમેશાં પૌરાણિક પાત્રોનાં જ આખ્યાનો રચનાર પ્રેમાનંદે ફક્ત ભકતકવિ નરસિંહ મહેતાના જીવનપ્રસંગોનાં 'હુંડી,' 'મામેરું,' 'શ્રાદ્ધ,' 'શામળશાનો વિવાહ' અને 'હારમાળાં'–એ પાંચ કાવ્યો રચ્યાં છે; અને તે દ્વારા આપણા હિંદભરમાં જાણીતા એવા ગુજરાતી સંતકવિનું રેખાચિત્ર આપ્યું છે.

ગુરુને ઘેર નિઃસ્વાર્થ દોસ્તી થયા પછી કૃષ્ણ અને સુદામા છૂટા પડ્યા. અનેક વર્ષ પછી એ પાછા મળ્યા ત્યારે બાળસ્નેહીઓનું મિલન કેવી રીતે થયું અને સુદામાનું દારિદ્ર પ્રભુએ કેવી રીતે ફેડ્યું તેનું સુંદર વર્ણન 'સુદામચરિત્ર' માં આવે છે. 'નળાખ્યાન' ના રસ તથા અલંકારની દૃષ્ટિએ શ્રેષ્ઠ એવા આખ્યાનમાં દ્યૂત રમવાથી અને સ્ત્રી ઉપર અણવિશ્વાસ લાવવાથી કેટકેટલાં દુઃખ ખમવાં પડે છે તેનું રોમાંચકારી વર્ણન આવે છે.

પ્રેમાનંદનું ત્રીજું લોકપ્રિય આખ્યાન તે 'ઓખાહરણ.' ઉષા અને અનિરુદ્ધના સ્નેહલગ્નની વાતે તો ગુજરાતી સ્ત્રીઓમાં એક ધાર્મિક ગ્રંથ જેટલી લોકપ્રિયતા પ્રાપ્ત કરી છે, અને તેથી દરેક ચૈત્ર માસમાં તેનાં પારાયણ થાય છે. જેમાં ઉષાનું નહીં પણ અનિરુદ્ધનું હરણ થાય છે. ઓખાહરણની ત્રણ સચિત્ર પોથીઓ મળી છે. અત્યાર સુધીમાં ચિત્રકારની પીંછીએ ગુજરાતી કવિઓની (જૈન કવિઓની વાત બાદ કરતાં) કવિતાને રંગ અને રેખાથી શણગાર્યાના બે નમૂના મળી આવ્યા છે; એક નમૂનો તે ભાલણ કવિનો 'દશમસ્કંધ', અને બીજો નમૂનો તે પ્રેમાનંદનું 'ઓખાહરણ.'

લગભગ નેવું વર્ષની વયે એટલે સં. ૧૭૮૦ ની આસપાસ કવિનું મૃત્યુ થયું સંભવે છે. છતાં મહાકવિ પ્રેમાનંદ તેમનાં આખ્યાનોથી અને તેમાંનાં શબ્દચિત્રોથી જીવે છે, અને ગુજરાતી ભાષા વંચાશે ત્યાંસુધી જીવશે. ઉષા–અનિરુદ્ધ, મદાલસા-ઋતુધ્વજ અને નળ–દમયંતી જેવાં પ્રેમી પાત્રો, પુત્રઘેલાં નંદજસોદા અને વસુદેવદેવકી, સંસારડાહ્યાં સાસુવહુ, ન્યાતના લોકો, સાધુસંતો– એમ જીવનના દરેક વર્ગમાંથી એમણે પાત્રો સર્જાવ્યાં છે. વળી 'હુંડી' માંના શામળશા શેઠ, 'મામેરા' માંના દામોદર દોશી અને નરસિંહ મહેતાની 'વહેલ,' 'નળાખ્યાન' માં હંસને પકડવા જતી દમયંતી, 'ચંદ્રહાસ આખ્યાન'માં 'વિષ' નું 'વિષયા' સુધારનારી રાજપુત્રી, 'સુદામાચરિત્ર' માં સુદામાનો દ્વારકા પ્રયાણ વખતનો ભક્તવેષ, 'સુભદ્રાહરણ' માં અર્જુને લીધેલો જોગીવેષ આવાં અસંખ્ય શબ્દચિત્રો એવાં આબેહૂબ આંખ આગળ તરવરી રહે અને યાદ રહી જાય તેવાં છે કે એ ચિત્રો સાહિત્યમાં ચિરંજીવ રહેશે.

### અભ્યાસ

૧. કવિ પ્રેમાનંદના બાલજીવનનું વર્ણન કરો.
૨. પ્રેમાનંદે શી રીતે જ્ઞાન પ્રાપ્ત કર્યું ?
૩. કવિએ ગુજરાતી ભાષામાં કવિતા રચવાનું કેમ શરૂ કર્યું ?
૪. કવિ પ્રેમાનંદની થોડી કૃતિઓનાં નામ જણાવો.
૫. કવિ પ્રેમાનંદના સમયની રાજકીય સ્થિતિ કેવી હતી ?
૬. પુરાણીઓ શો વ્યવસાય કરતા? પ્રેમાનંદની તેઓ શા માટે અદેખાઈ કરતા ?
૭. માણભટ્ટ વિષે થોડી માહિતી આપો. ગુજરાતના જીવનવિકાસમાં તેમણે શો ફાળો આપ્યો ?
૮. કવિ પ્રેમાનંદના કોઈ પણ આખ્યાનની વાર્તા સંક્ષેપમાં લખો.

## ૨૮

# જુમો ભિસ્તી

[ ગુજરાતમાં ધૂમકેતુના નામથી પ્રસિદ્ધ થયેલા શ્રી. ગૌરીશંકર જોશી એક મોટા સાહિત્યકાર અને ચિંતક છે. તેમણે સરસ વાર્તાઓ લખી છે. બાળકોને ગમે એવાં નાટકો લખ્યાં છે. નવલકથાઓ પણ લખી છે. શહેરનાં કે ગામડાંનાં લોકોનાં જીવનનો આબેહૂબ ચિતાર તેમની વાર્તાઓમાં તમને અનેક સ્થળે મળશે. આ પાઠમાં એક માણસ અને એક પ્રાણીની દોસ્તીની કથા છે. માણસનું અને પ્રાણીનું દિલ મળે ત્યારે કેવી દોસ્તી જામે છે અને તેઓ એક બીજા પર કેવો પ્રેમ રાખે છે તેની ખાતરી તમને આ વાર્તા વાંચતાં થશે. 'તણખા' નાં મંડળો તરીકે આ લેખકની વાર્તાના સંગ્રહો પ્રગટ થયા છે એ તમે જરૂર વાંચજો. વળી અજિતા, પરાજય, ચૌલાદેવી વગેરે નવલકથાઓ પણ વાંચજો. એમનાં નાટકો પણ ભજવવા પ્રયાસ કરજો. ]

આણંદપુરના એ ખૂણામાં ઝૂંપડાં જેવાં માત્ર ત્રણ મકાનો પોતાના દેખાવથી આવતાંજતાંનું લક્ષ ખેંચી રહેતાં. જૂની ખોખડધજ આમલી ત્રણે મકાનોને ઢાંકતી, ચારે તરફ ગટરની દુર્ગંધ છૂટતી અને ધૂળના ગોટા ઊડતા. પતરાંનાં, પાટિયાનાં અને ગૂણિયાનાં, એમ અનેકરંગી થીગડાં મારેલી ખડકી ખુલ્લી રહેતી. અંદર એક ફાટેલ તૂટેલ સાદડી પર જુમો ભિસ્તી પોતાનો હોકો ગગડાવતો બેઠો હોય. જુમાએ સોનારૂપાના વાસણથી માંડીને ઠીંકરાની ફૂટેલી હાંડલી સુધી બધા તડકાછાયા જોઈ લીધા હતા. જનમ્યો ત્યારે શ્રીમંત માબાપને ત્યાં એક હાથમાંથી બીજા હાથમાં ફર્યા કરતો. હજી એને સાંભરતું હશે કે પોતે દશ વર્ષનો થયો ત્યારે હાથી પર બેસીને પરણવા નીકળેલો. એ વખતે તેણે એક પાડો શોખની ખાતર પાળેલો. આજ અનેક રંગો જોયા પછી બંને જણા—વેણુ

અને જુમો—સાથે રહેતા. વેણુ નામ વિચિત્ર હતું. પણ જ્યારે પૈસાની છોળ આંગણે રેલાતી ત્યારે જુમાને અનેક મિત્રો હતા; તેમાંથી કોઈક સાહિત્યરસિક હિંદુ મિત્રે પાડાને આવું કુમળું—વેણુ જેવું નામ આપી દીધેલું. પછી તો એ ચાલ્યું. જુમો લક્ષાધિપતી હતો; ભિખારી બની ગયો. વળી ચડ્યો. પાછો પડ્યો; અને આજે છેવટ આ ત્રણ તૂટેલાં ઝૂંપડાંમાં એનો બધો સામાન સચવાઈ રહેતો. એકમાં વેણુ બંધાતો; વચ્ચે બારણું હતું તેમાંથી શેઠ ને નોકર આખો દિવસ એક બીજા સામે જોઈને બેસી રહેતા; અને ત્રીજા ઝૂંપડામાં ઘાસ ભરાતું. અનેક મિત્રો આવ્યા, ગયા, મળ્યા અને ટળ્યા—માત્ર જુમો અને વેણુ બાળપણથી આજ સુધી અખંડ રહ્યા હતા.

આજ હવે વેણુની પીઠ ઉપર મોટી મોટી મસક ભરીને જુમો સવારના પાંચ વાગ્યામાં નીકળતો. વેણુની ઘંટડી ધીમે વાગતી હોય ને પાછળ જુમો એકાદ ગઝલ કે ગીત લલકારતો ચાલ્યો જતો હોય. બારણેબારણે પાણી ભરી દીધા પછી શેઠ ને નોકર બંને પાછા વળતા. જુમાએ એક પૈસાના ગાજર કે બહુ તો ટમેટાં કે ભાજી પોતાના શાક માટે અને બથ ભરીને ગદબ-જેને વેણુ પાછળથી ખાતો આવતો હોય—પાડા માટે લીધાં હોય. બસ, હમેશની આ ખરીદી. આ જીવન ને આટલું કામ. એથી વધુ ક્યારે ય કરવું નહીં. કોઈ વધુ કામ આપે તો લેવું નહીં, ને ઘરાક હોય તેમાંથી ઘટે તો બીજાને ઘરાક થવા કહેવું નહીં. બપોરથી માંડીને છેક સાંજ સુધી જુમો હોકો ગગડાવ્યા કરતો; અને તેના સંગીતમાં લીન થયો હોય તેમ, પેલો પાડો પણ માખીને ઉડાડવા કાન ફફડાવતો આંખ મીંચીને ઊંઘતો હોય કે જાગતો સૂતો હોય. શેઠ ને નોકર બપોરથી સાંજ સુધી સામ સામે એક બીજાને નીહાળ્યા કરતા.

છેક સાંજે બંને મિત્રો ફરવા નીકળતા અને નદીના કાંઠા સુધી જઈ પાછા વળતા. વખતે સવારે કામ થોડું હોય તો સવારે પણ નીકળી પડતા.

એક દિવસ સવારમાં પાંચ વાગ્યે આ પ્રમાણે બંને ફરવા નીકળ્યા. જુમાનો વિચાર હતો કે પાડો થોડું ઘણું ચરે તો સારું; પણ વેણુને લાગ્યું કે એમ બહાર ખાતા ફરવું એ ગૃહસ્થાઈનાં લક્ષણ નહીં! એટલે જુમો ખવડાવવાનું કરે તો પણ પાડો રણકીને સામે ઊભો રહે અને 'ના, નહીં ખાઉં' એમ સ્પષ્ટ સંભળાવી દે!

અને જુમો થાકયોઃ 'ચાલ ત્યારે, ઘેર જઈને ખાજે. તને પણ લાડ કરવાની ટેવ પડી છે!'

વિજય થયો હોય તેમ પાડો આનંદમાં રણક્યો, પોતાના પૂંછડાને બરડા પર પછાડ્યું ને જુમાની સામે જોઈ કાન ફફડાવીને 'રણક' કરતોક તે ચાલ્યો. જીતના આનંદમાં પહેલાં તો એ થોડુંક દોડ્યો.

'જો! જો! હવે પાછો વાળું કે? દોડવાનું છે?' જુમાએ મોટેથી ઠપકાની બૂમ પાડી; પણ તે પહેલાં વેણુ તો રસ્તે ચડી ગયો હતો. રસ્તામાં આડે રેલવેની સડક હતી. જરાક ઉતાવળે ચાલતાં, પાડાનો પગ રેલના બે પાટાની વચ્ચે આવી ગયો. પગને કાઢવા તેણે પ્રયત્ન કર્યો, પણ ફોગટ. ધબ દઈને તે નીચે બેસી ગયો, ને જેમ જેમ પગ કાઢવા પ્રયત્ન કર્યો તેમ તેમ વધારે ને વધારે ભરાતો ગયો. જુમો પાછળ હતો. તે શ્વાસભેર દોડ્યો આવ્યો. તેણે આવીને પાડાનો પગ લઈ આમ તેમ મચડ્યો. પણ બધું વ્યર્થ!

આછું અંધારું ને આછો ઉજાસ હતો. થોડે દૂર સિગ્નલનો હાથો નમેલો દેખાતો હતો. જુમાના પેટમાં ધ્રાસકો પડ્યો; ગાડી આવશે તો!

તે એકદમ રસ્તા તરફ દોડ્યો. સવારના વહેલા ફરવા નીકળેલા બે શોખીન જુવાનને તેણે આવતા જોયા. તેમના એકેક હાથમાં નેતરની સોટીઓ ઊછળતી હતી અને ખુશનુમા હવા લેવા માથા પરથી ટોપીઓ ઉતારી બીજા હાથમાં લઈ લીધી હતી. ગાંડો દોડે તેમ જુમો દોડયો.

'એ ભાઈશાબ! મારો વે...મારો પાડો! અબઘડી કપાઈ જશે. જુઓ, પણે જુઓ–પેલા પાટામાં સપડાયો છે!'

બંને જણાએ જુમાએ દેખાડ્યું ત્યાં જોયું. કાંઈક કાળું કાળું તરફડતું લાગ્યું.

'શું છે?'

'મારો વેણુ–પાડો!'

'ઓ હો!......જા, જા, ફાટકવાળા પાસે દોડ......'

'તમે માબાપ, ટેકો દો તો પગ નીકળી જાય, જીવ બચે.'

'અમે? તું દોડ–દોડ–ફાટકવાળાને કહે!' એમ કહીને એ બંને જણા તો ચાલતા થઈ ગયા! જુમો ફાટકવાળા તરફ દોડ્યો, પણ ઘરમાંથી આવતા ઘંટીના અવાજ સિવાય કોઈ માણસ ફરકતું લાગ્યું નહીં. એટલામાં છેટે ગાડીની સિસોટી સંભળાઈ. જુમાએ ચારે તરફ એક નિરાશ દૃષ્ટિ ફેંકી, પણ માણસનું કોઈ છૈયું સરખું યે જણાયું નહીં. ઝપાટાબંધ સિગ્નલના થાંભલા તરફ દોડ્યો. સાંકળ ખેંચી, ઘંટીના અવાજમાં તેનો સાદ સંભળાય તેમ હતું નહીં! તેણે જોરથી બારણામાં પાટુ મારી.

'એ કોણ ?'

'એ ચાલો! ભાઈ–બહેન! સિગ્નલ ફેરવો; મારું જનાવર કચરાઈ જશે!'

'ઘેર કોઈ ભાઈ માણસ નથી.'—બસ, આટલા બેદરકાર જવાબની સાથે જ ઘંટી ફરીથી ગાજવા મંડી.

હવે ટ્રેનનો અવાજ પણ સ્પષ્ટ સંભળાવા લાગ્યો.

'દોડો! દોડો!......મારું જનાવર કપાય છે!' જુમાએ હતું તેટલું બળ કરીને ચીસ પાડી; પણ એના કર્કશ પડઘા સિવાય શાંતિ જેવી હતી તેવી જ હતી!

જુમાએ આકાશ તરફ જોયું. છેલ્લો તારો આથમતો હતો. અજવાળું વધવાને બદલે ધૂમ્મસ પથરાતું હતું. ગાડીનો અવાજ તદ્દન નજીક આવતો હતો. તેણે પોતાની લાકડી ફેંકી દીધી.

'યા પરવરદિગાર!' તેણે મોટેથી બૂમ પાડી.

એટલું બોલીને જુમો એકદમ દોડ્યો, વ્યર્થ મહેનત પછી વેણુ થાકીને હાંફતો પડ્યો હતો. તેની ગોદમાં તે ભરાઈ બેઠો. વેણુએ તેને શાંત રીતે ખજવાળ્યા કર્યું.

'દોસ્ત! ભાઈ! વેણુ! આપણે બંને સાથે છીએ હો!' અને એમ કહીને જુમો તો છેક તેના પગ પાસે પડ્યો.

દર પળે ટ્રેનના ધબકારા વધ્યા. સિસોટી પર સિસોટી થઈ. જોસબંધ ફરતાં પૈડાં સંભળાયાં, જુમો વેણુને ભેટી પડ્યો, પણ જેવી ગાડી છેક પાસે આવી કે તરત જ, પોતે બેભાન થાય તે પહેલાં વેણુએ માથું ઊંચકયું, અને પોતાના શેઠને બચાવવા, એક ઝપાટે માથું મારીને તેને પાટાથી દૂર ફેંકી દીધો.

વેણુ પર થઈને આખી ટ્રેન નાસી ગઈ. તેના ધગધગતા લોહીના પ્રવાહથી જુમાનું કડિયું ભીંજાઈ ગયું. તેને કળ વળી ને બેઠો થયો, ત્યારે લોહીના ખાબોચિયામાં ઢંકાયેલા થોડા છૂટાછવાયા ભાગ સિવાય તેના પ્યારા મિત્ર વેણુનું કાંઈ પણ નામ નિશાન રહ્યું ન હતું !

હજી પણ હંમેશાં જુમો સવારમાં જ એકલો, અશાંત, એ રસ્તે ફૂલ લઈને આવતો દેખાય છે, અને એના એક માનીતા પથ્થર પર ફૂલ મૂકીને 'વેણુ !....વેણુ !....વેણુ !....' એમ ત્રણ બૂમ પાડીને ચાલ્યો જાય છે !

### અભ્યાસ

૧. જુમો ભિસ્તી ગરીબ થયો તે પહેલાં તેનું જીવન કેવું હતું ?
૨. જુમાને વેણુ પર આટલો બધો ગાઢ પ્રેમ શા કારણે બંધાયો ?
૩. વેણુનું મૃત્યુ કેવી રીતે થાય છે ?
૪. વેણુના મોતથી જુમાને શી લાગણી થઈ તે કહો.
૫. ધૂમકેતુની બીજી પાંચેક વાર્તાઓનાં નામ આપો.
૬. આ વાર્તાનો સાર તમારા નાનાભાઇને કાગળરૂપે લખો.

## ૨૯

# સર આઈઝેક ન્યૂટન



[ વિજ્ઞાનની ઘણી ઘણી વાતો આજે આપણે જાણીએ છીએ. પણ એ વાતોનો જગતમાં જેમણે પ્રચાર કર્યો અથવા વિજ્ઞાનનાં સત્યો જેમણે શોધ્યાં એ મહાપુરુષોનો પરિચય પણ આપણે મેળવવો જોઈએ. આ પાઠમાં સર આઈઝેક ન્યૂટન નામના એક મહાન વૈજ્ઞાનિકનો પરિચય આપવામાં આવ્યો છે. પણ કોઈ માણસ જન્મથી જ મહાન હોતો નથી. મહાન થવા માટે તો બુદ્ધિબળ અને અથાગ પ્રયત્ન કરવો જોઈએ. સર આઈઝેક ન્યૂટન શા માટે મહાન હતો અને કેવી રીતે મહાન થયો તે આ પાઠ વાંચતાં તમે સમજી શકશો. આ પાઠ મુંબઈની બાબુ પન્નાલાલ જૈન હાઈસ્કૂલના વિજ્ઞાન શિક્ષક શ્રી. મોહનલાલ પી. શાહે લખેલો છે. તેઓ એક ઉત્તમ શિક્ષક અને વિજ્ઞાનના સારા અભ્યાસી છે એ તો આ પાઠ વાંચતા તમે તરત સમજી શકશો. ]

જગત અનેક રીતે આગળ અને આગળ પ્રગતિ કરે છે; પરંતુ એ પ્રગતિ પાછળ અનેક માનવીના સતત પ્રયત્નો હોય છે એ ભૂલવું ન જોઈએ. આજે આપણે વિજ્ઞાન અને ગણિતના વિષયમાં ઘણી જ મહત્ત્વની શોધ કરનાર એક મહાન વ્યક્તિની ઓળખાણ કરીએ.

એ મહાપુરુષ છે 'સર આઈઝેક ન્યૂટન.' પણ એમ ન માનશો કે એ જન્મથી જ મહાન હતો. એના બાલ્યકાળની વાત જાણતાં તમે કહેશો કે ધન્ય છે એ વ્યક્તિને કે જેણે પોતાના અથાગ પ્રયત્નથી અને બુદ્ધિચાતુર્યથી આખી દુનિયાને પોતાની અદ્‌ભૂત શોધથી ઉન્નત બનાવી.

એ બાળક ઈ. સ. ૧૬૪૨ માં ઇંગ્લંડના વુલ્સથોર્ઈ નામના નાનકડા ગામડામાં જન્મ્યો હતો. એના બાપની સ્થિતિ તદ્દન મધ્યમ હતી. એનો પિતા ન્યૂટનના જન્મ પહેલાં જ મરણુશરણ થયો હતો. પણ ન્યૂટનની માતા બાહોશ અને પ્રભાવશાળી હોવાથી નાજુકડા ન્યૂટનની બાળપણમાં ઘણી જ કાળજી લેતી. ન્યૂટન બે વર્ષનો થયો ત્યારે એની કાળજી લેવાનું કામ ન્યૂટનની દાદીને માથે આવ્યું. દાદીના લાડને લીધે ન્યૂટન જરા શરીરે અશક્ત અને અભ્યાસમાં કાચો પડતો રહ્યો. લાડથી બાળક બગડે છે એમ ન્યૂટનની બાબતમાં બન્યું.

એ બાર વર્ષનો થયો ત્યાં સુધી એને પાસેના ગામડાની નિશાળમાં અભ્યાસ અર્થે મોકલવામાં આવ્યો હતો. ત્યાં તેણે અભ્યાસમાં ખાસ વિશિષ્ઠતા નહોતી બતાવી. વળી તે બધા વિદ્યાર્થીઓથી ડરતો રહેતો અને છેલ્લો બાંકડો શોભાવતો.

બાર વર્ષ પછી એને ગ્રેન્થામમાં કીંગ્ઝ સ્કૂલમાં મૂકવામાં આવ્યો. ત્યાં એના જીવનમાં અજબ ફેરફાર થયો. જેમને ત્યાં એ રહેતો તેમના પુસ્તકાલયના પુસ્તકો વાંચવામાં એ ઘણો વખત વિતાવતો. પણ શાળામાં એ ઠોઠ ગણાતો.

એક દિવસે એના વર્ગના એક વડા અને હોશિયાર છોકરાએ એને લાત મારી, તેથી ન્યૂટનનો મિજાજ ગયો. એકાએક એને બળ સ્ફુર્યું અને પેલા સાથે એ ઝપાઝપીમાં ઊતર્યો. જુસ્સા-

ભર્યા ન્યૂટને પેલાને ભોંય ભેગો કર્યો. આ બનાવથી એને પોતાને પોતાની શારીરિક શક્તિમાં વિશ્વાસ આવ્યો. વળી એને વિચાર આવ્યો કે અભ્યાસમાં પણ શા માટે બધાથી આગળ ન વધવું? જગતને સારે નસીબે ન્યૂટનનાં આળસ, બેકાળજીપણું અને અવિશ્વાસ અલોપ થયાં. હવેથી જીવન પર્યંત ન્યૂટન ખંતીલો અને કાળજીવાળો થયો. અભ્યાસનો એને રસ લાગ્યો.

એટલામાં એની માતાએ એને ઈ. સ. ૧૬૫૬ માં નિશાળમાંથી પાછો બોલાવ્યો. એની માતાને હોંશ હતી કે ન્યૂટન તેના પિતાની માફક એક આદર્શ ખેડૂત બને. ન્યૂટન ઘેર આવ્યો પણ તેને ખેતી વગેરે કાર્યમાં જરાએ રુચિ ન ઉત્પન્ન થઈ. એના મનમાં તો આકાશ, તારા, ગ્રહો, પવન તથા યંત્રો જ રમ્યા કરતા. એ વિશેના અનેક પ્રયોગોમાં એ મશગૂલ રહેતો. તેમ કરતાં તે પોતાને સોંપાયેલું કામ વિસારી દેતો. વેચાણને માટે તેને ગ્રેન્થામ જવાનું થતું. પણ ત્યાં મેળામાં તે જૂના પુસ્તકો તપાસતો અને તે વાંચવામાં જ આનંદ માનતો.

આથી એમ ધારી ન લેશો કે ન્યૂટન માત્ર વાંચીને જ સંતોષ માનતો. તેને નાનપણથી જ નાના નાના હથિયાર વડે મોટા મોટા જોયેલાં યંત્રોના નમૂનાઓ બનાવવાનો શોખ હતો. વળી એ નમૂનાઓ જોનારને હેરત પમાડે એવા હતા. ગ્રેન્થામના લોકો એની બનાવેલી પવન ચક્કી, પાણીની શક્તિથી ચાલતું ઘડિયાળ, ઉચ્ચ અને વિચિત્ર પ્રકારનાં પતંગો, સૂર્યથી વખત માપવાનું યંત્ર વગેરે અક્કલ કામ ન કરે એવી કૃતિઓ જોઈને ન્યૂટનનાં ખૂબ વખાણ કરતા. ન્યૂટન વિચારક હતો તે ઉપરાંત પોતાનાં હાથથી અનેક પ્રયોગો અને બનાવટો બનાવવાને આતુર રહેતો. કેટલીક વખત

તો કલાકના કલાક એ પોતાની પ્રયોગશાળામાં કાચ, પથ્થર વગેરે સાથે કાર્ય કરતો માલૂમ પડતો.

ન્યૂટન સારો ખેડૂત નહીં થઈ શકે એની ખાતરી એની માતાને તેના વાંચન, વિચાર અને વર્તન પરથી થઈ. તેથી એને ફરીથી વધુ અભ્યાસ અર્થે તે જ શાળામાં મૂકવામાં આવ્યો. પછી ઈ. સ. ૧૬૬૧ નાં જૂન માસમાં ૧૯ વર્ષની ઉમરે કેંબ્રિજ યુનિવર્સિટિની કોલેજમાં અભ્યાસ કરવા ગયો. તે વખતે એનું ગણિતશાસ્ત્રનું તથા વિજ્ઞાન વિષયનું જ્ઞાન માત્ર થોડું હતું. પણ કોલેજના પાંચ વર્ષમાં તો તેણે એ બંને વિષયોમાં અનેકવિધ પ્રગતિ કરી. મોટા મોટા પ્રોફેસરોથી પણ ન સમજાય એવા પુસ્તકો એ ખાનગીમાં વાંચી સમજી જતો. એ જોઈ એના એક પ્રોફેસરે ભાખ્યું હતું કે આ ચકોર ન્યૂટન પોતાના કામથી જગતને દિંગ કરી મૂકશે.

વળી થયું પણ તેમ જ. કોલેજમાં તેના પર એક વિદ્વાન પ્રોફેસર ડૉ. બેરોની ઘણી ઊંડી અસર થઈ. તેમણે આપેલા ઉત્તેજન અને પ્રેરણાથી ન્યૂટનમાં ઘણો જ ઉત્સાહ વધ્યો. ન્યૂટન સાથેની વાતચીત પરથી ડૉ. બેરોએ એનામાં શોધકબુદ્ધિ જોઈ. ન્યૂટનને અનેક જાતના ગુંચવણ ભર્યા પ્રશ્નો પૂછી તેનો ઊકેલ તે તરત મેળવતા. ત્યારથી જ તેમણે નિશ્ચય કર્યો હતો કે મારા પછી ન્યૂટન જ ગણિતશાસ્ત્રના પ્રોફેસર તરીકે નીમાય.

ઈ. સ. ૧૬૬૫ માં ન્યૂટન બી. એ. થયો. ત્યાર પછી કોલેજમાં એ ફેલો તરીકે રહ્યો. પણ પ્લેગને લીધે કોલેજનું કાર્ય બંધ કરવું પડ્યું અને ન્યૂટન પોતાને ગામ ગયો. ત્યાં બે વર્ષ તેને રહેવું પડ્યું. એ બે વર્ષ એણે આળસમાં ન ગાળતા અનેક વિચારો, ગણત્રીઓ અને પ્રયોગો કર્યા. એ વિચારદોહનને પરિણામે પૃથ્વીની શક્તિનો ખ્યાલ એને સૂઝયો. આકાશના ગ્રહોની

ગતિ તથા ફરવાનો માર્ગ વગેરેના મહત્વના પ્રશ્નોના ઊકેલની ચાવી એને મળી. પછી કોલેજમાં પાછા ગયા પછી ઈ. સ. ૧૬૬૯ માં પ્રોફેસર બેરોની જગ્યાએ પોતે પ્રોફેસર નીમાયા.

પોતાના ગણિતશાસ્ત્રનાં ભાષણો ઉપરાંત તે પ્રકાશ વિશે પણ પ્રયોગદ્વારા ઘણું જ જાણવા પ્રયત્ન કરતા. એમના એવા પ્રકાશના કિરણો વિશેના પ્રયોગથી એણે સિદ્ધ કરી બતાવ્યું કે સૂર્યના સફેદ કિરણો સાત રંગના બનેલા છે. વળી દૂરબીનની તેની બનાવટથી ઈંગ્લંડની જગવિખ્યાત 'રોયલ સોસાયટી'નું ધ્યાન ન્યૂટન તરફ ખેંચાયું. ન્યૂટન તેનો સભ્ય બન્યો. ન્યૂટનના કાર્યથી તેના સભ્યો આશ્ચર્યમુગ્ધ થયા હતા અને ન્યૂટન પાસે તેઓ ઘણી ઘણી આશાઓ સેવતા થયા. ન્યૂટન પણ વખતો વખત પોતાની નવીન શોધથી બધાનું ધ્યાન ખેંચતો રહેતો.

આમ પ્રોફેસર તરીકેના એના જીવનમાં એણે ઘણી શોધ કરી. પૃથ્વી તથા ગ્રહો કેવી રીતે ફરે છે, તેઓ એકમેકને કયા નિયમે આકર્ષે છે, વસ્તુઓ પૃથ્વી તરફ શા માટે ખેંચાય છે, સૂર્યના પ્રકાશના કિરણોમાં કયા કયા રંગ છે, દૂરની વસ્તુ સારી રીતે જોવાને માટેનું દૂરબીન, વગેરે વગેરે પારંગતોને પણ ગુંચવતા પ્રશ્નોનો એણે ગણત્રી તથા પ્રયોગદ્વારા સ્પષ્ટ ઊકેલ આણ્યો.

એનું પુસ્તક 'પ્રિન્સિપિયા' બહાર પડતાં ન્યૂટનની ખ્યાતી ચારે બાજુ પ્રસરી. એના મિત્રોએ પણ એને ખૂબ ઉદાર દિલે મદદ કરી. ન્યૂટનની નામના એટલી બધી વધી કે એના વિરોધીઓ પણ કબૂલ કરવા લાગ્યા કે ન્યૂટન એ ખરેખર મહાન શોધક અને વિચારક છે.

એના એક મિત્રની ભલામણથી ન્યૂટનની ઈ. સ. ૧૬૯૬ માં ઈંગ્લંડની ટંકશાળમાં એક અધિકારી તરીકે નિમણૂક થઈ. ત્યાં

બીજાઓની માફક શોખીન ન બનતાં એણે ખૂબ મહેનત લીધી. ઈંગ્લંડની નાણા વ્યવસ્થા તદ્દન કફોડી સ્થિતિમાં તે વખતે હતી. ન્યૂટનના પ્રયત્નથી તથા જાતી દેખરેખથી ત્યાંના સિક્કાની તથા નાણા વિષયની બાબતમાં સ્થિરતા આવી. તેથી તે પ્રજામાં અને વડા અધિકારીઓમાં ખૂબ પ્રિય થઈ પડ્યો. તેના કાર્યની કદર તરીકે તેને ઈ.સ. ૧૬૯૯માં ટંકશાળનો વડો અધિકારી બનાવવામાં આવ્યો. વડા અધિકારી તરીકે તેણે મરણ પર્યંત સરળતાપૂર્વક કાર્ય કર્યું.

આ વખતે તે પોતાના પ્રિય વિષય પરત્વે ખૂબ ધ્યાન તો ન આપી શક્યો; છતાં યે તે એ વિષયોમાં તલ્લીન તો રહેતો જ. વળી ઉમરને કારણે તથા માંદગીને લીધે પણ તેની શક્તિ શિથિલ થઈ હતી.

વખત જતાં ઈ. સ. ૧૭૦૩ માં રોયલ સોસાયટીનો તે પ્રમુખ બન્યો. એ મંડળના પ્રમુખ તરીકે એ મરણ પર્યંત રહ્યો અને વિજ્ઞાનના દરેક ક્ષેત્રમાં પોતાનો ફાળો આપતો રહ્યો. એનું પુસ્તક 'ઓપ્ટીકસ' ઈ. સ. ૧૭૦૪ માં પ્રસિદ્ધ થયું, જેમાં પ્રકાશના ફેલાવા વિશે નવીન પ્રકાશ એણે ફેંક્યો. એની નામના એટલી બધી વધી કે તે વખતના રાણીએ એને નાઈટહુડનો ખિતાબ ઈ. સ. ૧૭૦૫ માં અર્પ્યો. ન્યૂટન ત્યારથી 'સર આઈઝેક ન્યૂટન' કહેવાવા લાગ્યો.

ત્યાર પછીના વર્ષો એણે અનેક વિચાર મંથનોમાં કાઢ્યા અને કંઈ કંઈ નવું રોયલ સોસાયટીને આપતો રહ્યો. તેના પ્રમુખ તરીકે વિજ્ઞાન તથા ગણિતશાસ્ત્રના વિચારોને તથા શોધોને ખૂબ પ્રકાશન અપાવ્યું અને એ વિષયોને લોકોમાં પ્રિય કરી મુકાવ્યા. ટંકશાળના વડા તરીકે તથા સોસાયટીના પ્રમુખ તરીકે તેણે પોતાના દેશની તથા જગતની ઉત્તમ પ્રકારની સેવા કરી તે ઈ. સ. ૧૭૨૭ નાં માર્ચની ૨૦ મી તારીખે ૮૫ વર્ષની પાકી ઉમરે મરણ પામ્યો. અને જગત આખું શોકમાં ગરકાવ થયું.

એના મૃતદેહને લંડનના વેસ્ટ મિનિસ્ટર એબીમાં દાટવામાં આવ્યું; જે માન દેશના માત્ર થોડા જ ચુનંદા પુરુષોને મળે છે.

આમ ગરીબાઈમાં ઊછરેલો ન્યૂટન પોતાની મહેનતથી તથા નવીન વિચારોથી ચારે બાજુ નામાંકિત થયો અને જગતને પ્રગતિને પંથે દોડાવતો ગયો. એનું ધર્મનું જ્ઞાન પણ ઘણું ઊંડું હતું. જ્ઞાન સાથે એનામાં નમ્રતા પણ વધતી જતી. પોતાની આવડતનું તેને અભિમાન ન હતું. તે કહેતો કે ' અખૂટ જ્ઞાનભંડાર જે સાગર સમો વિસ્તૃત, ગહન અને અજ્ઞાત છે તેમાંથી મેં તો માત્ર ટીપા જેટલું જ મેળવ્યું છે.' તેના સરળ સ્વભાવથી વળી તેણે પોતાની આજુબાજુ વિદ્વાન મિત્રોને આકર્ષ્યા હતા. તે આજીવન અપરિણીત હતો. તેના ગૃહનો કારભાર તેની ભત્રિજી કેથેરાઈન બાર્ટન ચલાવતી. તે ન્યૂટનને અનેક આર્થિક તથા શારીરિક મુશ્કેલીઓમાં અનન્ય ભાવે સેવા કરતી.

ન્યૂટનના જીવનની આ આછી રૂપરેખા તમને એના જીવનમાં ઊંડા ઊતરવા પ્રેરણા ભલે આપે.

### અભ્યાસ

૧. બાળપણનાં કયા બનાવે ન્યૂટનને અભ્યાસ પરત્વે ઉત્સાહ પ્રેર્યો ?
૨. એની માતાએ એને શાળામાંથી શા માટે ઉઠાડી લીધો ? વળી ફરીથી શા કારણે પાછો અભ્યાસ અર્થે મોકલ્યો ?
૩. ન્યૂટન એક કુશળ કારીગર પણ હતો એમ તમે શા પરથી કહી શકો ?
૪. એણે કરેલી શોધ ટૂંકમાં જણાવો.
૫. ટંકશાળના વડા અધિકારી તરીકે ન્યૂટને દેશની શી સેવા કરી ?
૬. ' રોયલ સોસાયટી ' એ શાનું મંડળ છે ?
ન્યૂટનનો એની સાથેનો સંબંધ ક્યારથી શરૂ થયો ?
ન્યૂટનને એ મંડળની સેવા કેવી રીતે કરી તે જણાવો.
૭. ન્યૂટનમાં એવા કયા ગુણ હતા કે તે સૌને પ્રિય થઈ પડતો ?

# બે ભાઈઓ

[ જૂના ગુજરાતી સાહિત્યમાં પ્રેમાનંદનું નામ તો વધારે જાણીતું છે જ. આખ્યાનો રચી અને ગાઈ એ કવિએ ગુજરાતને મુગ્ધ કર્યું હતું. રામાયણ, મહાભારત અને બીજાં પુરાણોમાંથી કથાઓ લઈ તેને સરસ રીતે લોકો સમક્ષ કહેવી તે એનો વ્યવસાય હતો. અહીં લીધેલા પાઠમાં રાવણ અને કુંભકર્ણ એ બે ભાઈઓના મેળાપના એક પ્રસંગનું ચિત્ર છે. રાવણ સીતાને હરી તો લાવ્યો પણ પછી શું કરવું ? કુંભકર્ણ તો ઊંઘતો હતો. રાવણ મહામહેનતે એને જગાડે છે. જાગતાં જ કુંભકર્ણ એને શું કહે છે તે તમને આ પાઠમાં જાણવા મળશે. કવિ પ્રેમાનંદના રણયજ્ઞમાંથી આ પ્રસંગ લીધેલો છે. એ કાવ્ય અને પ્રેમાનંદનાં બીજાં ' આખ્યાનો પણ તમે જરૂર વાંચજો. ]

( રાગ પરજિયા )

કર ઘસી કુંભકરણ બોલ્યો, ધૂણી પોતાનું શીશ રે;
ઘર ઘાલ્યું ભાઈ ઘેલડા, તેં દુભાયા જગદીશ. વીરા તુને શું કહું રે.
બળિયા સાથે બાથ, વીરા તેં કાં દૂભ્યા રઘુનાથ. વીરા તુને શું કહું રે.
ત્રંબક લેતાં તાહારા રે, ચંપાણા વીશ હાથ રે;
કાઢી મૂકયો તુને રાઘવજીએ, થયો કૃતઘ્ની લંકાનાથ—વીરા૦
સાયરજળ જેણે બાંધિયું રે, શલ્યા તારી પુષ્પ સમાન રે;
મેઘાડંબર સહેજે છેદીયું, તોય તુને ન આવી સાન—વીરા૦
લક્ષ ઘરૂણી ઘેર તાહરે, જેહનાં દરશન ઈચ્છે દેવ રે;
તો સીતાને શીદ લાવિયો, થયો વૃદ્ધ ને ન ગઈ કુટેવ—વીરા૦
જગત જીતી તેં જેર કીધું, ના જીત્યા ક્રોધ ને કામ રે;
શામ કેશ ઉજ્જવળ થયા, તોય મન રહ્યું તાહારું શ્યામ—વીરા૦

ચંદ્ર વિના જેવી જામની રે, દીપ વિના જેવું ધામ રે;
ત્યમ વિભીષણ બાંધવ વિના, દિસે ઉજ્જડ લંકાગામ—વીરા૦
પરનારી જેવી પાવક જ્વાળા, સાપણ વિખની વેલ રે;
જીવ લેશે તાહારો કુટુંબ સાથે, જઈ રામચરણે શીશ મેલ—વીરા૦
હું મરણ થકી બીહીતો નથી, મને દાઝે તાહારું હેત રે;
ન માને શીખ માહરી, જાશે જમપુર સ્વજન સમેત—વીરા૦
જો વાડીમાં બેસાડી જાનકી, તો લઈ આવ્યો કોણ કામ રે;
તુંથી સીતા નથી જીતાતી, તો કયમ જીતાશે રામ—વીરા૦
રાવણ કહે કુંભકરણને, ભાઈ સાંભળ દુઃખની વાત રે;
જ્યારે દેખું હું સતી જાનકી, જાણું હોય એ આપણી માત—વીરા૦
જો સતી ત્યાગ કરે, સમશાનમાં તો હું બળું શબને સંગ રે;
હવે આજ કેમ નમું રિપુ રામને, મુખે લાગે કાળો રંગ રે—વીરા૦

( વલણ )

લાગે કાલક મુખ વિશે, જો નમું રિપુને પાય રે;
કુંભકરણ કહે ધન્ય તું, તાહારું મન જોયું મેં ભાઈ રે.

## અભ્યાસ

૧. કુંભકર્ણ રાવણને શો ઠપકો આપે છે ?
૨. રાવણ શો ખુલાસો કરે છે ?
૩. કુંભકર્ણને એ ખુલાસાથી શી અસર થાય છે ?
૪. રાવણ કઈ નગરીનો રાજા હતો ? એ નગરી વિશે તમે શું જાણો છો ?
૫. વિભીષણ વગર લંકા ઉજ્જડ દિસે છે–એમ કુંભકર્ણ શા માટે કહે છે ? વિભીષણ કોણ હતો ?

## ૩૧

# વિદુષી એની બિસેંટ



[ પચાસ કરતાં પણ વધારે પુસ્તકોના લેખક ડૉ. એની બિસેંટ આર્યસંસ્કૃતિના અને આ દેશના પરમ ભક્ત હતાં. ચાળીશ વર્ષ સુધી તેમણે હિંદની અનેક પ્રકારે સેવા કરી. આખા દેશમાં એમના ધર્મ-વિચારના અનુયાયીઓ છે. આ પાઠમાં તમને ડૉ. બિસેંટના જીવનનો આછો પરિચય શ્રી. પ્રાણલાલ ઉપાધ્યાયે કરાવ્યો છે. શ્રી. ઉપાધ્યાય ડૉ. બિસેંટના ધર્મ વિચારના અને ગુજરાતી સાહિત્યના સારા અભ્યાસી છે. મુંબઈની ફેલોશિપ સ્કૂલના પ્રિન્સિપાલ છે. ડૉ. બિસેંટની જીવનકથાનું કોઈ પુસ્તક વાંચી સંપૂર્ણ પરિચય મેળવશો તો ઘણું ઘણું નવું જાણવાનું મળશે. ]

એકાદ બનાવ કોઈવાર જીવન પણ પલટાવી દે. એવો એક બનાવ બન્યો ને એક અંગ્રેજ યુવતીએ જનસેવાની દીક્ષા લીધી. ખ્રિસ્તી ધર્મમાં એની માતાને અખૂટ શ્રદ્ધા હતી. એનો પિતા યુરોપની ઘણી ભાષા જાણનાર એક વિદ્વાન માણસ. પાંચ વરસની પણ નહીં હોય ત્યાં તો તેનો પિતા મરણ પામ્યો. બે બાળકો સાથે તેની મા લંડન છોડી કેરો શહેરમાં રહેવા ગઈ ને ત્યાં એક છાત્રાલય કાઢી પોતાના કુટુંબનું ગુજરાન ચલાવવા લાગી. ફૂલવાડીઓ ફરતી અને ગીતો ગાતી દિકરી માતાથી જરા પણ અળગી ન પડે. કોઈવાર

તો વત્સલ માતા ચીડાઈ જાય ને કહે કે 'એની ! તને તો માદળિયા માફક મારા ગળામાં બાંધી રાખું તો છે !' ને પ્રેમાળ પુત્રી જવાબ આપતી, 'મા એમ કરે તો તો ઘણું સરસ.' બચપણના સુખી દિવસો પૂરા થયા. એની હવે મોટી થઈ. મારે તો ધર્મની સેવા કરવી છે; મારે પરણવું નથી એમ એની જણાવતી. આખરે માંનું મન રાખવા તેણે એક પાદરી જોડે લગ્ન કર્યાં. પાદરી જૂના વિચારોનો. તેને તો પત્ની પર હકૂમત ચલાવવી હતી. એની સ્વતંત્ર વિચારની યુવતી. બંને વચ્ચે ઝઘડા થવા લાગ્યા. એની વાર્તાઓ લખતી. એક વખત તેના પતિએ આ અંગત આવકના પૈસા પણ પડાવી લીધા. સ્રીને વળી સ્વતંત્ર આવક ! તે બોલ્યો. પછી તો એની અને તેની પુત્રી વારાફરતી માંદાં પડ્યાં. એવામાં વળી એનીની અનાથ માતાના પૈસા કોઈ વકીલ ઉચાપત કરી ગયો. આ સઘળા બનાવોથી એનીના અંતરમાં વિચારદાવાનળ સળગી ઊઠ્યો. શું ઈશ્વરનો આવો ન્યાય ? શા અપરાધે મારા પર આવાં દુ:ખો આવી પડ્યાં છે ? પતિનો ત્રાસ પણ હવે તેનાથી સહન થઈ ન શકતો. આત્મઘાત કરી પોતાના દુખી જીવનનો અંત લાવવા એનીએ નિરધાર કર્યો પણ અંતરમાંથી અવાજ આવ્યો: 'આ શી કાયરતા ? વિશ્વનું કલ્યાણ કરવાની ભાવના ક્યાં ચાલી ગઈ ? આ તો સાધારણ કસોટી છે.' અને એ ક્ષણથી એનીના જીવનમાં અદ્ભુત પલટો થયો.

તેણે ગરીબ મજૂરોનાં ઘર જોયાં. દવા વિના ને કશી સારવાર વિના મરણશરણ થતાં બાળકો જોયાં. દારૂના બૂરા વ્યસનમાં જીવન વેડફી દેતા જુવાનો જોયા. બખોલ જેવા ઘરમાં પડી રહેતા મનુષ્યો દીઠાં. આવા દુખી કંગાલ લોકની સેવા એ જ સાચી પ્રભુ સેવા છે એમ તે માનવા લાગી. પતિ સાથે દેવળમાં જવાની તેણે

સાફ ના પાડી. ધર્મચૂસ્ત પતિને એનીના આવા વિચારો ન ગમતા. તેણે પત્ની તથા પુત્રીને ઘરની બહાર કાઢી મૂક્યાં.

આજીવિકા મેળવવી રહી. એની કામ શોધવા અહીંતહીં રખડતી. આશ્રય આપનાર કોઈ માણસ ન મળે. કોઈ વખત રસોઈનું કામ કરી, કોઈવાર કામવાળીનું કામ ઉપાડી, તો કોઈ વખત આયા તરીકે સેવા કરી એનું માંડમાંડ ગુજરાન ચલાવતી. સાંજે અનાજ પણ ન પામી હોય, છતાં ઘરે આવી પુત્રીને કહે બેટા, હું જમીને આવી છું. તું જમી લે. આવા દુખમાં દિવસો ગાળી જનસેવામાં જીવન અર્પણ કરનાર યુવતીને આજે પૂર્વ અને પશ્ચિમના લોકો અમ્મા એની બિસેંટને નામે ઓળખે છે.

તેમણે અભ્યાસનો ફરી આરંભ કર્યો. ૩૨ વર્ષની વયે તે લંડન વિદ્યાપીઠની મેટ્રીકની પરીક્ષામાં પાસ થયાં. કલાકો સુધી પુસ્તકાલયોમાં બેસી ધર્મ અને સાહિત્યના ગ્રંથો તે વાંચતાં. વર્તમાનપત્રોમાં પોતાનાં લખાણો પ્રગટ કરવા લાગ્યાં. ધાર્મિક પાખંડો તોડી પાડવા, વહેમી માન્યતાઓ ઊખેડી નાખવા તેમણે ભારે ઝુંબેશ ઉપાડી. જૂના મતના લોકો તેમના માર્ગમાં વિઘ્ન નાખતા અને ડરામણી દેખાડતા પણ કશાથી ડર્યા વિના એની બિસેંટ પોતાના કામને વળગી રહ્યાં. ગરીબ જનતાના એ સાચા દિલના સેવક થયાં. ઈ. સ. ૧૮૭૫ માં એની બિસેંટના હાથમાં 'ધર્મનું રહસ્ય' એ નામનું પુસ્તક આવ્યું. તેની લેખિકા મેડમ બ્લેવેટ્સ્કી નામે એક રશિયન બાઈ હતી. આ પુસ્તક વાંચતાં તેમને ધર્મનું સાચું રહસ્ય સમજાયું ને થિયોસૉફિકલ સભાના સભ્ય બની તે હિંદમાં આવ્યાં. મદ્રાસ પાસે અડ્યાર ગામમાં તેમણે મુખ્ય સંસ્થા શરૂ કરી.

અહીં રહી તેમણે હિંદની પુરાતન સંસ્કૃતિનો અભ્યાસ કર્યો.

વેદ, ઉપનિષદો, ગીતા અને બીજા ગ્રંથોનું રહસ્ય સમજ્યાં. તેમણે આપણા દેશની સુધારણા કરવા અનેક પ્રવૃત્તિઓ ઉપાડી લીધી. કાશીમાં તેમણે એક કોલેજ સ્થાપી. વર્તમાન પત્ર કાઢી તેમણે લોકોમાં જાગૃતિ આણી. ઈ. સ. ૧૯૧૬ માં વિદુષી એની બિસેંટે હોમરૂલ લીગ–સ્વરાજ્ય સભા–સ્થાપી. તેમણે આખા દેશમાં ફરી ભાષણો આપ્યાં. મદ્રાસ સરકારે અમ્માને ગિરફતાર કર્યાં, પણ લોકલાગણી એવી ઉગ્ર બની કે સરકારે ત્રણ મહિના પછી તેમને છોડી દીધા. ઈ. સ. ૧૯૧૭ માં મળેલી મહાસભાની બેઠકના એ પ્રમુખ ચૂંટાયાં હતાં. હિંદને સ્વરાજ્ય અપાવવા તેમણે અહીં તેમ જ ઈંગલંડમાં જબર હિલચાલ કરી. ઈ. સ. ૧૯૩૩ માં ૮૬ વર્ષની વયે વિદુષી બિસેંટ મૈયા દેવલોક પામ્યાં. મહાત્મા ગાંધી તેમ જ બીજા દેશનેતાઓએ તેમના ત્યાગ અને સેવાનાં ખૂબ વખાણ કર્યાં. સત્યને અનુસરવા ને સદા પુરુષાર્થ કરનાર આવી વ્યક્તિઓ બહુ વિરલ હોય છે.

## અભ્યાસ

૧. એકાદ બનાવે જેના જીવનમાં પલટો થયો હોય તેવા થોડા મહાજનોનાં નામ જણાવો.

૨. વિદુષી એની બિસેંટના જીવનમાં કયો પ્રસંગ અગત્યનો ગણાય ? શા માટે ?

૩. સત્યને ખાતર ડૉ એની બિસેંટને શાં શાં સંકટો સહન કરવા પડ્યાં ?

૪. આપણા દેશનું કલ્યાણ કરવા તેમણે શા શા પ્રયાસો કર્યા ?

૫. મહાસભાના બીજા કોઈ સ્ત્રી પ્રમુખનું નામ કહેશો ?

## ૩૨

# અજંતા

[ અજંતાની ગુફાઓ જોવા તમે કદી ગયા છો ? આ પાઠ વાંચીને તમને એ ગુફાઓ જોવાનું જરૂર મન થશે. હિંદમાં આપણી પ્રાચીન સંસ્કૃતિની ઓળખાણ આપે એવાં સ્થળો વિશે તો આપણે અવસ્ય જાણવું જોઈએ. પણ એ સ્થળોમાં જતા પહેલાં ત્યાં શું જોયું અને ક્યા દૃષ્ટિબિંદુથી જોયું તે પણ સમજવાની જરૂર છે. અજંતાની ગુફાઓનો પરિચય આ પાઠમાં શ્રી. અંબાલાલ પુરાણીએ કરાવ્યો છે. આપણી સંસ્કૃતિના અભ્યાસી અને પૂજક તરીકે શ્રી. પુરાણીનું નામ ગુજરાતમાં જાણીતું છે. આજે તેઓ પોંડિચેરીના અરવિંદાશ્રમમાં વસે છે. સાહિત્ય, કળા, ધર્મ એ ત્રણેનો સમન્વય એમના જીવનમાં સરસ રીતે સધાયો છે. આ પાઠમાં એ સમન્વય તરત જ તમારી નજરે પડશે. તેમનું ગદ્ય સરળ અને સરસ હોય છે. ]

[ સુરતથી તાપી વેલી–રેલ્વેમાં પાચોરા, જામનેર, પાહુર અને ફર્દાપુર થઈને અજંતા જવાય છે. તેમ મુંબઈથી મનમાડ ઔરંગાબાદ થઈને ઈલોરા અને ત્યાંથી અજંતા મોટર રસ્તે પણ જવાય છે. ]

અજંતાના પ્રખ્યાત ગુફા–ચૈત્યો અને વિહારો નિઝામ સરકારના તાબામાં આવેલા છે. રૂમઝૂમ વહેતાં બે નદીઓનાં ઝરણાં પાસે આવેલી પર્વતની ઊંચી હારના વળાંકમાં ચાર ચૈત્યો અને પચ્ચીસ વિહારો મળીને કુલ્લે ૨૯ ગુફાઓ કોરી કાઢેલી મળી આવી છે. ગુફાઓના પ્રવેશદ્વારો અડધો માઈલ જેટલા વિસ્તારમાં પથરાયેલા છે. આ ગુફાઓ કોરવાનું કામ ઈ. સ. ની નવમીસદીથી આરંભીને છઠ્ઠી સદી સુધી કોઈને કોઈ પ્રકારે ચાલું રહેલું હતું એમ જણાય છે. નીચેથી જોતાં બખોલો જેવી દેખાતી આ ગુફાઓમાંનું કોતરકામ અને ચિત્રકામ આશ્ચર્ય પમાડે એવાં છે. અંદર દાખલ થતાં તો વિશાળ મંદિરો, મહાલયો, સુશોભિત



૧૯ મી ગુફા—અજંતા



૨૬ મી ગુફા—અજંટા

છતો, સુંદર કારીગિરીવાળા થાંભલાઓ, કુંભીઓ, અને સ્તૂપો આપણી નજરે પડે છે. આસનવાળીને બેઠેલી, ધ્યાનસ્થ, તથા ઉપદેશ આપતી, અથવા તો ઊભેલી એવી બુદ્ધ ભગવાનની અનેક પ્રતિમાઓ તથા ભિક્ષુઓને રહેવાના અનેક વિહારો પણ એમાં છે.

અહીં કદાચ પંદરસેં વર્ષ પૂર્વે હજારો બૌદ્ધ ભિક્ષુઓનો સંઘ વસતો હશે. તેઓ ચોમાસાના ચાતુર્માસ સિવાયનો સમય જન-સમાજમાં ધર્મપ્રચારનું કાર્ય કરવામાં, દરદીઓને ઔષધ આપીને સારવાર કરવામાં, તથા લોકોને બોધ આપીને ધર્મની રક્ષા કરવામાં ગાળતા હશે. ચોમાસામાં આ વિહારોના એકાંતમાં તેઓ ભેગા મળતા હશે અને નવા કાર્યની યોજનાઓ વિચારતા હશે. કેટલાક અહીં એકાંત સેવન કરી ધ્યાનનો અભ્યાસ કરતા હશે, કેટલાક આત્મનિરીક્ષણમાં પોતાનો સમય ગાળતા હશે. કોઈ પુસ્તકોનો અભ્યાસ, તો કોઈ ચિત્રકામ કરતા હશે. ઉત્સવના દિવસોમાં યાત્રાળુઓ દર્શન કરવા માટે આવતા હશે ત્યારે આ આખો એકાંત પ્રદેશ લોક સમૂહથી ગાજી રહેતો હશે.

પણ આજે અજંતાની ખાસ ખૂબી તેની ભવ્ય ચિત્રાવલી છે. સૈકાઓ સુધી અજંતા જગતથી અજાણ્યું હતું. ઈ. સ. ૧૮૧૯ માં એક અંગ્રેજ શિકારીએ તેની શોધ અકસ્માત રીતે કરી ત્યારે હિંદની જ નહીં, પરંતુ દુનિયાની જૂનામાં જૂની ચિત્રાવલીની પણ જગતને જાણ થઈ. આપણા દેશની ચિત્રકળા કેટલી જૂની છે તેની સાબિતી અજંતાએ પૂરી પાડી છે.

અજંતાની ચિત્રકળા અને પ્રતિમાઓ બૌદ્ધ ધર્મના વિષયોને રજૂ કરે છે. મહાન ગૌતમ બુદ્ધના જીવનના તથા પૂર્વજન્મના —જાતકના—પ્રસંગો અહીં આલેખવામાં આવ્યા છે. એ મૂગાં ચિત્રો આજે પણ આપણને કોઈ દિવ્ય જગતનું દર્શન કરાવે છે. આપણા

દેશના ઉત્તમોત્તમ આદર્શો આપણી નજર આગળ ખડા કરીને તે આપણને ઉન્નતિ તરફ પ્રેરે છે. ઈ. સ. ૬૯૦ માં છેક ચીન દેશથી યાત્રા માટે અહીં યવનચંગ આવ્યો હતો. એવા કેટલાએ દેશી વિદેશી યાત્રીઓ અહીં આવીને શાંતિ, જ્ઞાન, સંસ્કાર, કળાજ્ઞાન વગેરે પ્રાપ્ત કરીને પાછા ફરતા હશે.

કેટલાક લોકો એમ માને છે કે વસ્તુ જેવી દેખાય તેવી જ ચિત્રમાં ચિતરવી જોઈએ. ખરું જોતાં, આંખો વડે ન દેખી



પહેલી ગુફાનું દૃશ્ય–અજંતા

શકાય તેવી વસ્તુને આલેખવામાં ચિત્રકારની મહત્તા છે. માનવના અંતરના ભાવોને, તેનાં ઉત્તમોત્તમ સ્વપ્નોને સફળતાથી રજૂ કરે તે કળા ઊંચી ગણાય. ઉદાહરણ તરીકે અજંતાનું બુદ્ધના પ્રલોભનું ચિત્ર લઈએ. આ ચિત્રમાં માનવના આત્માની ઉન્નતિમાં બાધા કરનારાં કામ, ક્રોધ, લોભ વગેરે વિરોધી સત્ત્વો લોભાવે એવાં



ગુફાની બહારનું દશ્ય—અજંતા

સુંદર, આકર્ષક તથા ભયાનક રૂપો લઈને ગૌતમબુદ્ધની આજુ બાજુ ફરી વળેલાં જણાય છે. ચારે તરફ વ્યાપી રહેલ એ છળ-કપટની માયા તથા ભય વચ્ચે ચિતરેલા ગૌતમબુદ્ધની મુખમુદ્રા ઉપર ગાઢ શાંતિ અને અડગ નિશ્ચય જણાય છે. એમનું નિશ્ચલ આસન પણ એ જ ભાવને દૃઢ કરે છે. આપણે જોઈએ છીએ કે ગૌતમના અંતરાત્માએ એ પળે વિજય મેળવ્યો છે. આ પ્રસંગનો થોડો વધારે અનુભવ દરેક માનવને પોતાના અંતરમાં નથી થતો ?

પદ્મપાણિ અવલોકિતેશ્વર રૂપે બુદ્ધ ભગવાનનું ચિત્ર એટલું તો સુંદર છે કે તે જોયા જ કરીએ એમ આપણને થાય છે. એ ચિત્રમાં બુદ્ધના મુખ ઉપર એટલા તો ઉત્તમ ભાવો ચિત્રકારે પ્રગટાવ્યા છે કે તે જોઈને આપણને આશ્ચર્ય થાય છે. એમાં ગંભીરતા અને ગૌરવ છે તો સાથે સાથે નમ્રતા પણ તેટલી જ જણાય છે. એ મુખ ઉપર શાંતિ વ્યાપેલી જણાય છે તો સાથે સાથે સર્વ પ્રાણી પદાર્થ પ્રત્યે સમભાવ અને કરુણા પણ નીતરે છે. પદ્મપાણિ બુદ્ધની અભિજાત દૃષ્ટિ અને કમળને ધારણ કરનાર એમની આંગળીઓ જગતના ચિત્રોમાં અજોડ છે. આ ચિત્રનું દર્શન આપણા આત્માની ઉન્નતિ કરે છે.

અજંતાના ચિત્રપટમાં વિવિધતા ઘણી છે. રાજદરબારો, બજારો, માગણો, વગેરેનાં તથા સ્ત્રીઓનાં, પ્રાણીઓનાં, તથા કુદરતના પદાર્થોનાં ચિત્રો મળી આવે છે. કમળ અને હંસવાળી સુશોભન વેલો, મોર, વગેરે પંખીઓ, ઊડતાં પક્ષીઓ અને ગાંધર્વો વગેરેનાં ચિત્રો પણ છે. અને છતાં યાદ રાખવાનું છે કે અજંતાની ચિત્રકળા ઘણી જ સાદી છે. એમણે માત્ર પાંચ જ રંગોનો ઉપયોગ કરીને આખી સૃષ્ટિ ઊભી કરી છે અને આખી સચોટતા

સાધી છે. વળી એ ચિત્રકારો કોઈ રૂઢિના દાસ હોય એમ પણ જણાતું નથી. પ્રસંગના ભાવને પ્રકટ કરવામાં એ ચિત્રકારોએ નવાઈ પમાડે એવી સફળતા સર કરી છે. વિષય તથા જરૂર પ્રમાણે તેમણે પોતાની ઢબ બદલી છે, ટૂંકામાં એ કળા જીવંત છે. આ ચિત્રપટનો બીજો ફાયદો એ પણ છે કે તેમના ઉપરથી તે જમાનાના લોકોનાં ઘર, રાચરચીલાં, પહેરવેશ, ઘરેણાં, તથા શણગાર, વાળ ગૂંથવાના પ્રકાર વગેરેનો અભ્યાસ કરી શકાય છે.

## અભ્યાસ

૧. અજંતાની ગુફાઓ હિંદમાં કયે સ્થળે આવેલી છે તે કહો ?

૨. એ ગુફાઓમાંનાં બહુ પ્રસિદ્ધ એવાં ચિત્રોનો પરિચય આપો.

૩. એ ગુફાના ચિત્રકામ ઉપર કયા ધર્મની કેટલી અસર છે તે કહો.

૪. પદ્મપાણિ એટલે શું ? એ ચિત્રનું વર્ણન કરો.

૫. તમે જોયેલા કોઈ પણ પ્રાચીન સ્થળનું વર્ણન કરો.

૬. અજંતા જઈ આવેલા કોઈ મુસાફરોના અભિપ્રાય તમે જાણતા હો તો કહો.

## ૩૩

# ડેવીડ લિવિંગ્સ્ટન

[ સાહસ કરવું એ કાંઈ કાચા પોચા માણસનું કામ નથી. સાહસમાં તો અનેકવાર જીવ પણ જોખમમાં મૂકવો પડે. છતાં ખરા સાહસિક વીર પુરુષો તો જીવની પણ દરકાર કરતા નથી અને ગમે તેવી મુશ્કેલીઓનો સામનો કરે છે. આ પાઠમાં એક સાહસિક નરની જીવનકથા આપેલી છે. એ વીર નરનું નામ ડેવીડ લિવિંગ્સ્ટન, જ્યારે આફ્રિકામાં અંધારાં વસતાં હતાં, ત્યાં પગ મૂકવાની ભલભલાની હામ નહોતી ચાલતી, ત્યારે એણે એ ખંડમાં પરિભ્રમણ કર્યું. અને નવા નવા પ્રદેશો શોધી કાઢ્યા. આજે આપણે દુનિયાના બધા દેશોને જાણીએ છીએ. પણ એ દેશોના શોધનારાઓને ભૂલીએ તે કેમ ચાલે ? આવા આવા અનેક સાહસવીરોની કથાઓ તમે વાંચવા પ્રયત્ન કરજો. જીવનમાં નિર્ભયતા અને શૂરવીરતા મેળવવામાં આવા પુરુષોનાં જીવન આપણને બહુ ઉપયોગી નીવડે છે. મુંબાઈની મોડર્ન સ્કૂલના શિક્ષક શ્રી. જનુભાઈ મઝમુદારે આ પાઠ તમારે માટે તૈયાર કર્યો છે. ]



આજથી સવાસો વર્ષ પહેલાં પૃથ્વીના ઘણા ખરા ભાગ ઉપર માનવજાતનો વસવાટ થઈ ગયો હતો. અમેરિકા સ્વતંત્ર મુલક બની જગતના પ્રથમ પંક્તિના દેશોની હરોળમાં આવવા પગભર થઈ ચૂકયું હતું. કાળાપાણીનો દેશ મટી ઓસ્ટ્રેલિયા ખેતીવાડી

અને ઢોરઉછેરમાં આગળ પડતો દેશ થવાની તૈયારી કરી રહ્યો હતો. આ સમયે યુરોપથી દૂર પૂર્વમાં આવતાજતા ખલાસીઓ આફ્રિકાના કિનારાથી પરિચિત થઈ ચૂક્યા હતા. કિનારાના પ્રદેશોમાં ગોરી પ્રજાનો વસવાટ પણ થઈ ચૂકયો હતો.

પણ પ્રતિદિન આગળ વધતી માનવસંસ્કૃતિ હજી આફ્રિકાના મધ્ય ભાગમાં પહોંચી શકી નહોતી. ગીચ જંગલોમાં હિંસક પશુઓ અને એથી યે વિશેષ ભયંકર મનુષ્યાહારી લોકો એમાં ઘર કરી બેઠા હતા ને સંસ્કૃતિનો માર્ગ રોકી રહ્યા હતા. માનવ ન ભેદી શકે એવા ભયંકર, ગીચ અને વિશાળ જંગલોવાળા મધ્ય આફ્રિકાની આબોહવા પણ પુષ્કળ ગરમ, ભેજવાળી અને રોગિષ્ઠ હતી. આવા કંઈક કારણોને લીધે સુધરેલી માનવજાત હજી આફ્રિ-કાના રહસ્યથી અજ્ઞાત હતી; અને એથી એ દેશને માનવજાતે અંધારા ખંડ તરીકે ઓળખાવ્યો હતો.

અવર જવરનાં સાધનોની નવી શોધ થતાં માનવ હૃદયમાં આ અંધારા ખંડના રહસ્ય માટે પ્રબલ જિજ્ઞાસા જાગૃત થઈ. અને અનેક સાહસિક વીરોએ આ દુર્ગમ્ય જંગલો ભેદી એ ખંડ વિશે વિશેષ માહિતી મેળવવા અનેક વેળા ભગીરથ યત્નો પણ કર્યા. આ સર્વ સાહસિકોમાં ડૅવીડ લિવિંગ્સ્ટન નામનો એક અંગ્રેજ વીર એની સાહસવૃત્તિ અને સેવાભાવને લીધે પોતાની પાછળ અમર નામ મૂકી ગયો છે.

ડૅવીડને છેક બાળપણથી મુસાફરીનાં પુસ્તકો વાંચવાનો ખૂબ શોખ હતો. આવાં સાહસકથાઓથી ભરેલાં પુસ્તકો વાંચી એ પોતાની કલ્પનાસૃષ્ટિ ઊભી કરતો અને ભવિષ્યમાં એવું કંઈક કરવાનાં સ્વપ્નાં સેવ્યા કરતો. કુટુંબની સ્થિતિ ગરીબ હોવાથી છેક

નાનપણથી જ એને એક મિલમાં નોકરી કરવાની ફરજ પડી હતી. પણ નવરાશના સમયમાં તે વિજ્ઞાનનો, ધર્મનો, ભૂગોળનો ને વૈદકનો અભ્યાસ પોતાની જાતે કરતો. આ વાચનની અસર એના જીવન ઉપર ઘણી ઊંડી થઈ. આખરે એણે પોતાનું સમસ્ત જીવન ધર્મપ્રચારક મંડળને ચરણે ધર્યું; અને ઈ. સ. ૧૮૪૦ માં સત્તાવીસ વર્ષની જુવાન વયે પાદરી બની, એણે આફ્રિકા તરફ પ્રયાણ કર્યું.

એક માસ કેપટાઉનમાં રહી તે નાતાલ બંદરે પહોંચ્યો અને ત્યાંથી કુરૂમાન નામના નાના ગામડામાં જ્યાં ડૉ. મોફાટે પોતાનું થાણું નાંખ્યું હતું ત્યાં તે ગયો. ત્યાં માંદાઓની સારવાર કરવામાં તેણે પોતાનો સમય ગાળવા માંડ્યો. સાથે સાથે ત્યાંની ભાષા પણ એણે શીખી લીધી અને ઉત્તર તરફના અજ્ઞાત પ્રદેશ વિશે માહિતી મેળવવાનું કાર્ય પણ એણે ચાલુ રાખ્યું. આ પ્રદેશમાં ગુલામના વેપારીઓની અવરજવર ઘણી હતી. તેઓ મોટે ભાગે આરબ હતા. આ આરબો જંગલી લોકોને અહીંથી પકડી લઈ જતા અને દુનિયાના બીજા ભાગોમાં એમને ગુલામ તરીકે વેચી દેતા. કેટલાક ગોરા લોકો પણ આ હલકો ધંધો લઈ બેઠા હતા.

જુવાન ડેવીડ આ વેપારીઓનો શત્રુ બની બેઠો. કારણ એણે અહીંની પ્રજાને ધર્મનું શિક્ષણ આપવા માંડ્યું, અને એમના સદીઓ જૂના વહેમો અને અજ્ઞાન દૂર કરી એણે એમને સ્વચ્છતા શીખવી, અક્ષરજ્ઞાન અને ધાર્મિક ઉપદેશ આપવા માંડ્યાં હતાં. આથી ગુલામના વેપારીઓનું કામ પહેલાં કરતાં ઘણું અઘરું થઈ પડ્યું હતું.

પણ આટલાથી ડેવીડને સંતોષ ન થયો. એની ઇચ્છા તો છેક ઊંડાણના પ્રદેશ સુધી પહોંચી ત્યાંના લોકોનો ઉદ્ધાર કરવાની

હતી. તેને વાર્યો વારી શકાય એમ નહોતું. આખરે એના મિત્રોની ઈચ્છા વિરુદ્ધ તે ત્યાંથી ઉત્તર-પૂર્વના પ્રદેશમાં ગયો અને ઘર બાંધી ત્રણ વર્ષ સુધી ત્યાં રહ્યો. આ વર્ષો દરમિયાન એણે અનેક જંગલી મનુષ્યોને જીવનનો સાચો પંથ બતાવ્યો; ને એ પ્રદેશને સિંહ જેવા હિંસક પશુઓના ત્રાસમાંથી ઉગારી લીધો.

ડૉ. મોફાટની ભલી અને સેવાભાવી પુત્રી સાથે ડેવીડનાં લગ્ન થયાં. સંસારમાં પડવા છતાં ડેવીડની સેવાવૃત્તિમાં તલમાત્ર પણ ફેર ન પડ્યો. એને તો હજી આગળ ને આગળ જવું હતું ને સાથે જ્ઞાનનો પ્રકાશ જગતના આ અંધારે ખૂણે લઈ જવો હતો. એટલે બે સૈનિકો સાથે એણે આગેકૂચ શરૂ કરી. માર્ગમાં બોર પ્રજાએ એક બાજુથી એમનો માર્ગ રોકયો. બીજી બાજુ કલહરીનું ભયંકર રણ માર્ગ અવરોધી ઊભું હતું. ડેવીડ હિંમત હારે એવો નહોતો. એણે પોતાના સાથીઓ સાથે કલહરીનું રણ ઓળંગવાનો નિશ્ચય કર્યો અને ૪૦૦ માઈલની રણની મુસાફરી વેઠી એ બીજી બાજુ જઈ ઊભા. આ પહેલાં કોઈ યુરોપીય મનુષ્યે આ મુલકમાં પગ મૂકયો નહોતો.

ત્યાંથી આગળ વધી આ ટૂકડી 'નાગાચી' સરોવર પર આવી પહોંચી. પોતાની મહેનત સફળ થયાનો આનંદ માણતાં બધાં ફરી પાછાં કોલોબેંગ આવ્યા. પણ ત્યારે કોલોબેંગ છેક ઉજ્જડ થઈ ગયું હતું. માત્ર ડેવીડની સ્ત્રી અને એનાં ત્રણ બાળકો ત્યાં ભૂખમરો વેઠી રહ્યાં હતાં. લંડનથી પણ એને એની નાગાચી સરોવરની શોધ માટે અભિનંદન મળ્યાં. આથી એનો ઉત્સાહ વધ્યો, ને એણે પોતાનાં સ્ત્રી-બાળકોને લઈ બીજી મુસાફરીની શરૂઆત કરી. માર્ગમાં જંગલી જાતિની ખોટી દોરવણીથી પાણી વિનાના પ્રદેશમાં

આ ટુકડી ભૂલી પડી ગઈ. પાંચ પાંચ દિવસ વીતી ગયા છતાં પાણીનું એક ટીપું મળ્યું નહીં. બાળકો પોતાની દૃષ્ટિ સામે આમ ટળવળતાં મરી જશે એ વિચારે ડેવીડને કમકમાં આવ્યાં. આ કઠોર સંજોગોમાં એની પત્નીએ પણ અજબ ધૈર્ય ને હિંમત દર્શાવ્યાં હતાં. છઠ્ઠે દિવસે પાણી મળ્યું. આગળ વધતાં એ ટૂકડી ઝાંબેસી નદી ઉપર આવી પહોંચી. દરેક નદી મોડી વહેલી તો સમુદ્રને મળે જ; તો આ નદી પણ ક્યાંક સમુદ્રને મળતી હશે એમ માની એણે પોતાની મુસાફરી આગળ ચલાવવા નિશ્ચય કર્યો. પણ મુસાફરી ઘણી લાંબી ને અનેક મુશ્કેલીઓ ને દુઃખોભરી હોવાની એની ખાતરી થતાં એણે પોતાની પત્ની અને બાળકોને ઈંગ્લંડ મોકલી આપ્યાં, અને પોતે આગળ વધ્યો.

આ મુસાફરી દરમિયાન એને સાધનોની કાંઈ પણ મદદ કેપટાઉનથી મળી નહીં એટલે એની મુશ્કેલીનો પાર રહ્યો નહીં. આ દરમિયાન એનું મથક કોલોબેંગ પણ લૂંટાયું હતું. છતાં એ નાસીપાસ ન થયો. આવા ઊંડાણના ભાગોમાં પણ ગુલામના વેપારીઓનો ભેટો કદી કદી થઈ જતો. એ ઉપરથી એણે એના સસરાને લખ્યું: "જ્યાં ગુલામીનો વેપાર તેના વેપારીને લઈ જઈ શકે છે તો શું ભગવાન ક્રાઈસ્ટનો પ્રેમ ત્યાં પાદરીને નહીં લઈ જઈ શકે ?" એણે તો નિશ્ચય જ કર્યો હતો કે ગમે તે ભોગે હું અંદરનો માર્ગ શોધીશ અગર મૃત્યુને ભેટીશ. આવો દૃઢ નિશ્ચય કદી યે અફળ ગયો તમે સાંભળ્યો છે ?

તે ઝાંબેસીના પ્રદેશમાં દાખલ થયો. આગળ વધતાં એણે એક અદ્‌ભુત દૃશ્ય જોયું; જેને ત્યાંના લોકો 'ઘુઘવતો ધૂમાડો' કહેતા. પાંચ પહાડો પરથી ૩૨૦ ફૂટ નીચે પાણીનો પ્રબળ ને

વિશાળ પ્રવાહ ખીણુમાં પડતો હતો. પોતાની રાણીના નામ ઉપરથી ડૅવીડે આ ધોધને વિક્ટોરિયાનું નામ આપ્યું.

માર્ગમાં ઘણી વખત જંગલી મનુષ્યો તરફથી પણ સતામણી થતી. પણ એ બધાને ઘડિયાળ વગેરે ચમત્કારી લાગતી વસ્તુઓ આપી ડૅવીડ તેમના પંજામાંથી છટકી જતો. આ મુસાફરીને અંતે તે સ્વદેશ પાછો ફર્યો અને ત્યાં એનો રાજાપ્રજા તરફથી ભવ્ય સત્કાર થયો.

જ્ઞાન ફેલાવવાની ધગશ જેના હૈયામાં હોય તે જંપીને ઘરને ખૂણે કેમ બેસી શકે! ડેવીડે ફરી પાછા આફ્રિકા જવાનો વિચાર કર્યો. કારણ હજી યે આફ્રિકાના કેટલાક અંધારા ખૂણા હતા, જ્યાં ઈસુનો સંદેશ ને જ્ઞાનનો પ્રકાશ પહોંચી શક્યા ન હતા. આ વખતે ઈંગ્લંડના વડા પ્રધાને એને પૂર્વ આફ્રિકાનું એલચીપદ આપ્યું. ડૅવીડને આવા દરજ્જાનો મોહ ન હતો. પણ ગુલામી નાબૂદ કરવાની આવી બીજી તક નહીં મળે એમ ધારી એણે એ પદનો સ્વીકાર કર્યો.

આફ્રિકા આવ્યા પછી એણે એક સ્ટીમલોંચ લીધી અને ઝાંબેસીના જળમાર્ગે આફ્રિકાના અંદરના ભાગમાં એ દાખલ થયો. આ પ્રયત્નને અંતે તેણે શીરવા અને ન્યાસા સરોવરો શોધી કાઢ્યાં. ઈંગ્લંડથી પાછા ફરવાનું ફરમાન આવતાં એણે આદરેલી આ સફર અડધી મૂકવાની એને ફરજ પડી.

ડૅવીડ ગુલામીનો કટ્ટર વિરોધી હતો એટલે રાજ્ય તરફથી મળતી સર્વ પ્રકારની મદદ બંધ થઈ. છતાં ડૅવીડ હતાશ ન થયો. રૉયલ જ્યોગ્રોફિકલ સોસાયટીએ આપેલી ૨૦૦૦ પાઉંડની નાની રકમ લઈ તે પોતાની ત્રીજી ને છેલ્લી મુસાફરી માટે ઊપડી ગયો. ટેંગેનિકા અને ન્યાસા સરોવરની આસપાસનો પ્રદેશ એને શોધવો

હતો; અને તો નાઈલ નદીના મૂળ સુધી પહોંચી જવા પણ તે તૈયાર હતો. આકરા જીવનને લીધે એની શારીરિક શકિત નબળી પડતી જતી હતી, છતાં એનાં ઉત્સાહ અને હિંમત હજી પહેલા જેવાં જ હતાં. તેની પત્ની ગુજરી ગઈ હતી. વૃદ્ધાવસ્થા તેને વળગી હતી, છતાં જ્ઞાનની એની ભૂખ પહેલા જેવી જ સતેજ હતી.

દક્ષિણ પશ્ચિમના પ્રદેશોમાં ડેવીડ ઊંડે ઊંડે જવા ચાલી નીકળ્યો. એના સમાચાર આવતા બંધ થયા; ને લોકવાયકા ચાલી કે ડેવીડ અને તેના સાથીઓને મારી નાંખવામાં આવ્યા છે. યુરોપમાં કોઈએ આ ન માન્યું ને યંગ નામનો એક જુવાન એક ટુકડી લઈ ડેવીડને શોધવા નીકળી પડ્યો. પણ એને એમાં ઝાઝી સફળતા મળી નહીં. આઠ મહિના પછી યંગ માત્ર એટલી જ ખબર મોકલી શકયો કે ડેવીડ ન્યાસા સરોવરની ઉત્તર પશ્ચિમમાં ગયો છે. ડેવીડ ખૂબ ફરી ફરી ઈ. સ. ૧૮૭૧ માં યુજીજી આવી પહોંચ્યો. એનાં સાધનસામગ્રી ખૂટી ગયાં હતાં, એ પોતે તદ્દન અશક્ત બની ગયો હતો. ત્યાં એને ખબર મળી કે ગામમાં કોઈ ગોરો માણસ આવ્યો છે. આ માણસ 'ન્યુયોર્ક હરોલ્ડ' નો ખબરપત્રી હેન્રી મોર્ટન સ્ટેનલી હતો; અને ડેવીડને શોધી કાઢવાના હેતુથી છેક અમેરિકાથી તે અહીં સુધી આવ્યો હતો.

ડેવીડ અને સ્ટેનલીએ સાથે સફર કરી ને લ્યુસીઝી નદી શોધી કાઢી. ૭૫૦ માઈલની મુસાફરી પછી બંને મિત્રો છૂટા પડ્યા. ડેવીડે નાઈલ નદીના મૂળ સુધી પહોંચવા પ્રયત્ન કર્યો. પણ હવે એનું શરીર આ ભગીરથ શ્રમ ઉઠાવવા કેવળ અશક્ત બન્યું હતું. ઈ. સ. ૧૮૭૩ ના મેની પહેલી તારીખે સેવાભાવી ને જ્ઞાનભૂખ્યા ડેવીડના જીવનનો આફ્રિકામાં જ અંત આવ્યો. મૃત્યુ બારણાં ઠોકતું આવ્યું ત્યાં સુધી એનું જીવનકાર્ય ચાલુ જ રહ્યું હતું.

## અભ્યાસ

૧. આફ્રિકા ખંડને અંધારિયો ખંડ શા માટે ગણવામાં આવતો હતો ?

૨. ક્યા પ્રદેશમાં ગુલામો વેચવાની પ્રથા હતી ? શા માટે લિવિંગ્સ્ટન ગુલામો વેચનારાનો દુશ્મન બન્યો ?

૩. ડેવીડે વિક્ટોરિયા ધોધ કેવી રીતે શોધ્યો ? તેનું નામ વિક્ટોરિયા ધોધ કેમ પડ્યું ?

૪. ડેવીડને શોધવા કોણ કોણ ગયું હતું ? કોને સફળતા મળી ? બંનેએ કયો પ્રદેશ શોધી કાઢ્યો ?

૫. આફ્રિકાની બોર વગેરે જાતોના જીવનવ્યવહારનું ટૂંકમાં વર્ણન આપો.

૬. ડેવીડે શોધેલા આફ્રિકાના અજ્ઞાત ભાગો જણાવો.

૭. બધી મુસાફરીઓ પાછળ ડેવીડનો શો હેતુ હતો ?

# બોધ

[ ગુજરાતમાં ગઝલો લખનાર કવિઓનાં નામ તમે ગણવા બેસો તો તેમાં બાળાશંકર ઉલ્લાસરામ કંથારિયાનું નામ અવશ્ય ગણાવવું પડે. ગઝલ મૂળ તો ફારસી અને ઉર્દુમાં પ્રચલિત કાવ્યરચના છે. પરંતુ ગુજરાતમાં યે એ રચના સારો પ્રચાર પામી છે. બાળાશંકર મસ્ત કવિ તરીકે જાણીતા હતા અને એમનાં કાવ્યોમાં તમને મસ્તી હમેશાં જણાય છે. એ મસ્તી એટલે દુનિયા તરફ-દુનિયાના ડહાપણ તરફ બેદરકારી. બાળાશંકરની અને બીજા કવિઓની ગઝલો પણ તમે જરૂર વાંચજો. આ કાવ્ય તો બાળકો હોંસે હોંસે મોઢે કરી ગાયા કરે એવું છે. ગુજરાતમાં તો એ બહુ જ લોકપ્રિય છે. ]

ગુજારે જે શિરે તારે, જગતનો નાથ તે સ્હેજે;
ગણ્યું જે પ્યારું પ્યારાએ, અતિ પ્યારું ગણી લેજે.

દુનિયાની જૂઠી વાણી, વિષે જો દુઃખ વાસે છે;
જરાએ અંતરે આનંદ, ના ઓછો થવા દેજે.

કચેરી માંહીં કાજીનો, નથી હિસાબ કોડીનો;
જગત કાજી થઈને તું, વહોરી ના પીડા લેજે.

જગતના કાચના યંત્રે, ખરી વસ્તુ નહીં ભાસે;
ન સારા કે નઠારાની, જરાએ સંગતે રહેજે.

રહેજે શાંતિ સંતોષે, સદાએ નિર્મળે ચિત્તે;
દિલે જે દુઃખ કે આનંદ, કોઈને નહીં કહેજે.

વસે છે ક્રોધ વૈરી, ચિત્તમાં તેને તજી દેજે;
ઘડી જાએ ભલાઈની, મહાલક્ષ્મી ગણી લેજે.

રહે ઉન્મત્ત સ્વાનંદે, ખરું એ સુખ માની લે;
પીએ તો પ્રેમનો પ્યાલો, પ્રભુશ્રીનો ભરી પીજે.

કટુ વાણી સૂણે જો તું, મીઠી વાણી સદા કહેજે;
પરાઈ મૂર્ખતા કાજે, મુખે ના ઝેર તું લેજે.

અરે પ્રારબ્ધ તો ઘેલું, રહે તે દૂર માગે તો;
ન માગે દોડતું આવે, ન વિશ્વાસે કદી રહેજે.

રહી નિર્મોહી શાંતિથી, રહે એ સુખ મોટું છે;
જગત બાજીગરીનાં તું, બધાં છલબલ જવા દેજે.

પ્રભુના નામનાં પુષ્પો, પરોવી કાવ્યમાલા તું;
પ્રભુની પ્યારી ગ્રીવામાં, પહેરાવી પ્રીતે દેજે.

કવિ રાજા થયો શી છે, પછી પીડા તને કાંઈ;
નિજાનંદે હમેશાં બાલ, મસ્તીમાં મઝા લેજે.

## અભ્યાસ

૧. દુનિયાની વાણીને કવિ જુઠ્ઠી શા માટે કહે છે ?
૨. આપણા ચિત્તમાં કયો દુશ્મન વસે છે ? તેને કેવી રીતે જીતી શકાય ?
૩. આપણને કોઈ કડવાં વચનો સંભળાવે તો શું કરવું ?
૪. નસીબને કવિ કેવું કહે છે ?
૫. આપણે સુખી થવું હોય તો તે માટે આ કાવ્યમાં શો માર્ગ દર્શાવવામાં આવ્યો છે ?
૬. નીચે આપેલા શબ્દો વાપરી વાક્યો બનાવો :—
કાજી, પરાઈ, બાજીગરી, નિર્મોહી, ઉન્મત્ત.

## ૩૫

# ગામડું કે ગોકુળ

[ શ્રી. રમણલાલ દેશાઈએ ગામડાનું વર્ણન તો તેમની અનેક નવલકથાઓમાં કર્યું છે. પરંતુ ગ્રામલક્ષ્મી નામની નવલકથા જે એમણે ચાર ભાગોમાં લખી છે તેમાં તો ગામડાનાં જીવનના બધા પ્રશ્નો એમણે ચર્ચી લીધા છે. હિંદુસ્તાન તો મુખ્યતઃ ગામડાંઓનો દેશ છે. ગામડાંઓ સુધરે અને સ્વચ્છ બને તેમ જ સ્વતંત્ર થઈ જાય તો હિંદુસ્તાનના લોકો વધારે સુખી બને એમાં શંકા નથી. આ પાઠમાં પણ ગામડાંના લોકો સ્વચ્છ, સુઘડ અને સમજુ થયા હોય એવું બતાવવામાં આવ્યું છે. તેઓ પોતાના નાના નાના ઝઘડા પણ જાતે જ પતાવે છે. તમે ગામડાંમાં જાઓ ત્યારે ત્યાંની સ્થિતિનો અભ્યાસ કરજો અને લોકો શા કારણે સુખી છે કે દુઃખી તેનો વિચાર કરજો. ગામડાં તો હિંદના પ્રાણ છે એ ભૂલતા નહીં. ]

ગામડામાંથી પસાર થતી કાર અટકી ગઈ. બાળકો તેની આસપાસ ફરી વળ્યાં. સૂર્યોદય થઈ ગયો હતો. કેટલાંક પુરુષો બળદને હાંકતા હતા. કેટલીક સ્ત્રીઓ બેડાં લઈ જતી આવતી હતી.

'અરે એ ! આમ આવ. જલદી કર.' કારમાંથી કોઈ સત્તાધારી સ્વર સંભળાયો. સત્તાને નમવા ટેવાયલા ખેડૂતોમાંથી ત્રણ ચાર માણસો કાર પાસે આવ્યા અને સલામ કરી ઊભા રહ્યા.

'શું કરો છો બધા ?' અંદર બેઠેલા સુપરિન્ટેંડેંટે પૂછ્યું.

'કાંઈ નહીં બાપા !' એક ગામડિયો બોલ્યો.

'ત્યારે આ આંગણાં કેમ શણગાર્યાં છે ?'

'એ તો થોડા દિવસ થયા રોજ કરીએ છીએ.'

'કેમ ?'

'દેવીનો હુકમ છે.'

'દેવી? કઈ દેવી? મૂર્ખા છો કે શું?'

લોકોએ જવાબ ન આપ્યો. દેવીને બહાને લોકો સ્વચ્છતા રાખે તો સારું કે કેમ એ પ્રશ્ન ગૂંચવણ ભરેલો છે.

'બોલો, જવાબ આપો.' સાહેબે કહ્યું.

'એ તો સાહેબ, વાત ચાલી આવે એટલે કરવું પડે.' કોઈએ કહ્યું.

'શાની વાત? ક્યાંથી ચાલી આવે?'

'આપણા રાવબહાદુરવાળા ગામમાંથી વાત ચાલી આવી.'

'શી?'

'દેવીનો હુકમ છે કે આંગણાં શણગારવાં.'

'પણ એથી કાંઈ ફાયદો?'

'એમના ગામનો બધો પાક બચી ગયો. દેવીની દયાથી હિમ ન લાગ્યું.'

'મૂર્ખ છે, મૂર્ખ.' કહી સાહેબ આગળ વધ્યા. ગામની સ્વચ્છતા તેમને ગમી. પરંતુ દેવીનો વહેમ વધ્યો એ માનસ-અસ્વચ્છતાનો વધારો લાગ્યો. મોટરની ઝડપ ખરાબ રસ્તે પણ ગાડાં કરતાં વધારે જ હોય. સાહેબ એક ગામ મૂકી બીજે ગામ આવ્યા. આ ગામમાં પોલીસ થાણું હતું. પોલીસના માણસોની અક્કડ સલામો ઝીલી, ગુનાની સ્થિતિની તપાસ કરી, દરેકનો દોષ કાઢી, ધમકાવી, સાહેબ આગળ વધ્યા. ગામના બીજા પાદરે આવેલા મંદિરમાં આજે કાંઈ ધમાલ દેખાતી હતી.

'શું છે અહીં?' સાથે ઝડપથી દોડતા આવેલા એક સિપાઈને સાહેબે પૂછ્યું.

'આ તો ઢેડ લોકો દર્શને જાય છે.' સિપાઈએ જવાબ આપ્યો.

'ઢેડનું મંદિર છે?'

'ના, જી. હમણા થોડા દિવસથી ઢેડ લોકોને જવા દે છે.'

'એમ? ઢેડને મંદિરમાં જવા દે છે?'

'હા, જી.'

'શાથી આમ થયું?'

'પેલા ચળવળિયા ગામથી બધું ધાંધલ ફેલાય છે.'

'એટલે?'

'આપણે અશ્વિનને પકડ્યો છે ને?'

'હા. તેનું શું?'

'તેના ગામમાંથી પાંચ સાત બૈરાં આમ ફરી લોકોને સમજાવે છે.'

'અને લોકો ઢેડને મંદિરમાં આવવા દે છે?'

'હા, જી. થોડા દિવસ થયાં ગામ લોકોએ કબૂલ કર્યું.'

'હું.' સાહેબની મોટર આગળ વધી. આકાશને સલામ કરી સિપાઈ પાછળ રહી ગયો. રસ્તે ધૂળ ઉડાડતી મોટરે કૈંક ઢોરને ગભરાવી દોડાવ્યાં. બીજું ગામ આવે તે પહેલાં નેળ ઓળંગવાની હતી.

'રસ્તે ગાડું ન આવે; હૉર્ન માર.' સાહેબે હુકમ કર્યો અને શૉફરે હૉર્ન વગાડ્યું. ખરે, ત્રણ ચાર ગાડાંની હાર દૂરથી આવતી દેખાઈ.

'હવે?'

'નેળ જરા પહોળી લાગે છે. હરકત નહીં આવે.'

'તું કાંઈ અકસ્માત કરી બેસીશ.'

કાર ધીમી ધીમી આગળ વધવા લાગી, અને ગાડાંની પાસે થઈને રસ્તો પસાર પણ કરી ગઈ.

'આ જ જગાએ મારે એક વખત રોકાઈ રહેવું પડ્યું હતું.' સાહેબે કહ્યું.

'હા, જી. મને યાદ છે.' શોફરે જવાબ આપ્યો.

'તો પછી આજ કેમ જઈ શકાયું?'

'નેળની જગા વધી લાગે છે.'

'અરે, એમ તે હોય?'

'હા, જી. આખી નેળમાં એક ગાડું મુસીબતે જતું. આજ પેલાં ગાડાં અને આપણી ગાડી બંને સાથે જઈ શક્યાં.'

'નેળ શી રીતે સુધરી?'

'બંને ગામના લોકોએ ભેગા થઈને સુધારી.'

'તને કોણે કહ્યું?'

'મેં પાછલા ગામે પૂછી જોયું હતું. રસ્તાની સંકડાશ હું જાણતો હતો ને?'

'એમ? ગામ લોકો તો સામસામા લડતા હતા માટે થાણું નાખવું પડ્યું હતું!'

'લોકો સમજી ગયા. એક ઝઘડામાં પેલા ગામના રામા પટેલે આવીને સમાધાન કર્યું.'

'ઠીક! નવાઈની વાત.'

મોટરકાર જેમ જેમ આગળ ચાલી તેમ તેમ રસ્તો વધારે પહોળો થતો લાગ્યો. પ્રથમ નડેલી મુશ્કેલીઓ આ વખતે સાહેબને

નડી નહીં. ગામની બીજી ભાગોળે આવેલા મંદિરને ચોતરે લોકો બેઠા હતા તે સાહેબની ગાડી જોઈ ઊભા થઈ ગયા. સાહેબે ગાડી ઊભી રખાવી લોકોને પાસે બોલાવ્યા:

'અલ્યા, કેમ અહીં ભેગા થયા છો?'

'અમસ્તા જ, સાહેબ.' એક જણે કહ્યું.

'તમારું તો તોફાની ગામ છે ને?'

'ના રે બાપા. ગામડાના ખેડૂને તોફાન તે સૂઝે?'

'તમારા ગામનું નામ તોફાનીમાં ગણાય છે.'

'હશે. બે એવા પાકે ત્યારે ગામનું નામે ય વગોવાય ને?'

'ત્યારે તમે અહીં આટલા જણ કેમ ભેગા થયા છો?'

'આ તો સાહેબ, એક જણ છાપું વાંચે છે તે સાંભળવા આવીએ છીએ.'

'છાપું વાંચે છે? કોણ છે એ?'

એક યુવક ધીમે ધીમે આગળ આવ્યો. તેના હાથમાં છાપું હતું.

'અલ્યા, તું વાંચે છે કે?' સાહેબે પૂછયું.

'હા, જી.'

'કેમ છાપું વાંચે છે?'

'લોકોને ગમે છે.'

'તું શું કરે છે?'

'હું ખેતી કરું છું.'

'ભણેલો છે?'

'હા, જી. થોડું ઘણું.'

'રોજ છાપું વાંચે છે?'

'હા, જી.'

'તને કોણે આ કામ શીખવ્યું?'

'મન તો હતું. પછી અમારા આગેવાન રામા પટેલ અહીં ઝઘડો પતાવવા આવ્યા. એમની જોડે એમના દીકરા હતા. એમણે આમ કરવા સમજાવ્યું.'

સહજ દૂરથી દેખાતું ગામ નજીક આવતું ગયું. ગામ નજીક આવતાં રસ્તા ઉપરનાં નાનાં નાનાં આંબા તથા આસોપાલવનાં વૃક્ષ પાંચેક વર્ષમાં રસ્તા ઉપર સુંદર ઘટા બનવાની આતુરતા દર્શાવતાં દેખાયાં. ખેતરોની વાડ સીધી સરખી સ્વચ્છ અને આંખને ગમે એવી લાગતી હતી. અને ગામમાં પ્રવેશ કરતાં બરાબર સાહેબને લાગ્યું કે, આખા ગામ ઉપર કોઈ જાદુઈ હાથ ફરી ગયો છે.

'સીધા ચોરે જઈશું ને?' ફોજદારે પૂછ્યું.

'બીજે કયાં જવાનું છે?'

'આપને ગામ જોતાં જવું હોય તો?'

'મોટર લઈ લો ગામમાં.'

પર્વ કે ઉત્સવ હોય એમ શણગારાયેલાં આંગણાં જોઈ સાહેબની આંખો પણ ઠરી ગઈ. શહેરને શિક્ષણ આપે એવી સ્વચ્છતા ગામડામાં હોય એ ખરે અશક્ય બનાવ લેખાય. તાલુકામાં પ્રવેશ કરતાં જ નિહાળેલી વિચિત્રતાઓનું ઉત્પત્તિસ્થાન સુંદર હતું; એટલું જ નહીં, તે જીવતું હતું. નાના નાના બાગ ટુકડા ચોગાનોમાં ગોઠવાઈ ગયા હતા. નાનાં બાળકો અને બાલિકાઓ

સ્વચ્છ સાદાં વસ્ત્રો પહેરી કલ્લોલતાં પોતાના ઘરમાં જતાં હતાં– જાણે કોઈ સ્વર્ગીય શાળામાંથી તે પાછાં ફરતાં ન હોય !

ચોરામાં પહોંચતાં ચોરાનું વાતાવરણ પણ સ્વચ્છ અને સુંદર લાગ્યું. સૌંદર્યની વચ્ચે કુરૂપતા રહી શકે જ નહીં. ઊતરતાં બરોબર સાહેબથી બોલાઈ ગયું:

'આ તે ગામડું કે ગોકુળ ?'

## અભ્યાસ

૧. દેવીનો હુકમ માનીને લોકો શું કરતા હતા ?

૨. ઢેડ લોકોને મંદિરમાં જવાની છૂટ શા માટે આપવામાં આવી હશે ?

૩. છાપું વાંચવાથી શા શા ફાયદા થાય છે ?

૪. "આ તે ગામડું કે ગોકુળ ?" એમ સાહેબ શા હેતુથી બોલે છે ?

૫. તમે જોયેલા કોઈ સ્વચ્છ અને સુંદર ગામડાનું વર્ણન કરો.

૬. ગામડાના લોકો કયા કયા ઉદ્યોગો કરે છે તે કહો.

# ગૅરિબાલ્ડી



[ પ્રત્યેક દેશના વીરપુરુષો અને મહાપુરુષો વિશે આપણે જ્ઞાન મેળવવું જોઈએ. તેમાં પણ જે વીર પુરુષોએ પોતાનાં ભાઈબહેનોને સ્વતંત્ર કરવા પ્રયાસ કર્યા હોય તેમનાં નામ અને કામ તો આપણે જરૂર જાણવાં જોઈએ. આ પાઠમાં ઇટલીના એવા એક વીર પુરુષ ગૅરિબાલ્ડીના જીવનની માહિતી તમને મળશે. જીવન ભર ઇટલીની સ્વતંત્રતા માટે એ કેવી રીતે ઝઝૂમ્યો અને એમાં તેને કેવી રીતે સફળતા મળી તે આ પાઠ વાંચતા તમે જાણશો. આ પાઠ શ્રી. હરિશ્ચંદ્ર ભટ્ટનો લખેલો છે. તેઓ એક અઠંગ અભ્યાસી છે. દેશપરદેશનાં પુસ્તકો હમેશાં વાંચ્યા કરે અને તેમાંથી આવું આવું શોધી આપણને આપતા રહે. તેઓ કાવ્યો પણ સારાં લખે છે. આ પાઠમાં ટૂંકમાં એમણે ગૅરિબાલ્ડીના આખા જીવનનો પરિચય આપી દીધો છે. ]

હજી સો વર્ષ પહેલાં ઇટલી સ્વતંત્ર અને એક રાષ્ટ્ર ન હતું. ઇટલીનાં નાનાં રાજ્યો ઉપર ઑસ્ટ્રિયાના શહેનશાહની સાર્વભૌમ સત્તા હતી. રોમની આજુ બાજુના પ્રદેશ ઉપર પોપની નિરંકુશ સત્તા હતી. લોકશાસનવાળું ફ્રાંસ સુદ્ધાં ઇટલીને એકત્ર થયેલું જોવા ઇચ્છતું નહોતું.

એ વખતે આખા યુરોપ અને ઇટલીને લોકહિતકારી સ્વશાસનની પ્રેરણા આપનાર મેઝિનીની પ્રેરણા અને ગેરિબાલ્ડીની દોરવણી હેઠળ ઇટલી એકત્ર થયું.

જીસેપ ગેરિબાલ્ડીનો જન્મ ઇટલીના નાઈસ ગામમાં ઈ. સ. ૧૮૦૭ ની ૪ થી જુલાઈએ થયેલો. ગેરિબાલ્ડી કુટુંબ બે ત્રણ પેઢીથી પોતાનાં જહાજોમાં વેપારી વહાણવટું કરતું હતું. ગેરિબાલ્ડીએ શાળાનું શિક્ષણ વધારે લીધું નહોતું, પરંતુ એના પિતા ડોમિનિક સાથે ભૂમધ્ય સમુદ્રનાં ઘણાં બંદરો ખેડી ચૂકયો હતો.

એ વખતે માર્સેલ્સમાં રહીને ઇટલીની સ્વાધીનતાની લડતની દોરવણી મેઝિની કરતો હતો. એ માટે એણે "તરુણ ઇટલી" નામનું જુવાનોનું મંડળ ઊભું કર્યું હતું. એ મંડળની પ્રચાર-પત્રિકા ગેરિબાલ્ડીએ જોયેલી; અને એના વહાણમાં નાસી જતા ફ્રેંચ સમાજવાદીઓ સાથે ચર્ચા કરતાં એ મેઝિની તરફ આકર્ષાયો હતો. ત્યારથી વતનપરસ્તી એને હૈયે જાગી.

મેઝિનીને તે માર્સેલ્સમાં મળ્યો. એની સૂચના અનુસાર ઇટલીના એક નાના રાજ્ય સાર્ડિનિયાના નૌકાદળમાં એણે નોકરી લીધી. એનું કામ નૌકાદળના અધિકારીઓને ભાવિ ક્રાંતિ માટે તૈયાર કરવાનું હતું. પણ એ કાવતરાની સરકારને ખબર પડી ગઈ. ઘણાય પકડાયા. કાવતરામાં ગેરિબાલ્ડીનું કામ આગળ પડતું હતું પણ એ ઓછો જાણીતો હોવાથી નાસી છૂટ્યો.

એ દક્ષિણ અમેરિકા ગયો, બ્રાઝિલમાં સ્પેનની સત્તા સામે સ્વતંત્ર થવા માંડેલા નાના પ્રજાસત્તાક રાજ્યોના–નૌકાકાફલામાં અને લશ્કરમાં એને સરદારી સોંપવામાં આવેલી. અહીં જ ગેરિબાલ્ડીને ભાવિ લડતની તાલીમ મળી. સૈનિકોમાં શ્રદ્ધા ઉત્પન્ન

કરવાની એનામાં અજબ શક્તિ હતી. ગોળીઓના વરસાદમાં એ મોખરે રહીને લડતો. એની વીરતા ઉપર સૌ મુગ્ધ હતા.

અહીં એનિટા સાથે એનાં લગ્ન થયાં. આ ખડતલ અને સાહસિક સ્ત્રી ઘોડે ચડી એની પડખે રહીને લડી છે.

ગેરિબાલ્ડીની કીર્તિ યુરોપ સુધી પહોંચી હતી. મેઝિની એને લખતો હતો કે ઇટલીની સ્વાધીનતા માટે લડવાનો વખત આવી લાગ્યો છે. ગેરિબાલ્ડીએ જવાબ આપ્યો કે સ્વાધીન ઇટલીનો ધ્વજ રોમમાં ફરકાવવા મરવું પડે તો પણ હું તૈયાર છું.

દક્ષિણ અમેરિકાના ઇટાલિયન વસાહતીઓમાંથી જે આવ્યા તેમને લઈ ઈ. સ. ૧૮૪૮ માં એ ઇટલી આવ્યો. ઠેરઠેર ઓસ્ટ્રિયન સત્તા સામે લોકો ક્રાંતિ પોકારતા હતા. ઇટલી આવીને એણે દેશના નવજુવાનોને ઉદ્દેશીને એક જાહેરનામું પ્રસિદ્ધ કર્યું. "પિતૃભૂમિને તમારી જરૂર છે. જે વ્યક્તિ આ શબ્દોથી તમને નિમંત્રે છે. એણે ઇટલીનું નામ ગરવું કરવા દૂરના દેશોમાં યુદ્ધ ખેડ્યાં છે. થોડા બહાદૂર સાથીદારોને લઈને એ પાછો ફર્યો છે– વિજયી પિતૃભૂમિને સહાય થવા અથવા તો એ ભૂમિ પર મરવા. એ તમારામાં શ્રદ્ધા રાખે છે, તમે–ઇટલીના નવજુવાનો એનામાં તમારી શ્રદ્ધા સોંપશો ?"

એના ઝંડા નીચે લડવાને ઘણા સૈનિકો આવ્યા. ઓસ્ટ્રિયા સામે ઘણાં યુદ્ધોમાં એ લડ્યો. ક્રાંતિનું મોજું ઇટલીમાં ઘણી જગાએ ફરી વળ્યું હતું. રોમને બચાવ વિનાનું મૂકીને પોપ ભાગી છૂટ્યો. નાગરિકોએ રોમમાં લોકશાસન જાહેર કર્યું.

ઇટલીની એકતા ફ્રાંસને ગમતી ન હતી. પોપના રક્ષણનું

બહાનું કાઢી એણે રોમને ઘેરો ઘાલ્યો. લોકોએ ગેરિબાલ્ડી અને એના સૈનિકોને એમના બચાવ માટે બોલાવ્યા. મેઝિનીને પણ બોલાવવામાં આવ્યો. ફ્રેંચ લશ્કર સામે રોમનો થોડા દિવસ બચાવ કરવામાં આવ્યો. પણ રોમ ટકી શકે એમ જ ન હતું. સેંટ પિટરના દેવળના ચોગાનમાં એના સૈનિકોને એણે બોલાવ્યા. આખાએ રોમનાં સ્ત્રીપુરુષો એની વિદાય લેવા આવ્યાં હતાં. " જે સૌભાગ્ય આજે આપણું નથી તે આવતી કાલે આપણું હશે. હું રોમ છોડી જાઉં છું. શત્રુની સામે લડત ચાલુ રાખવાની જેમની ઇચ્છા હોય તે મારી સાથે આવે. હું તમને પૈસા, આરામ, કે ખાવાનું યે નહીં આપી શકું. એને બદલે ભૂખ અને તરસ, લાંબી મજલો, યુદ્ધ અને મૃત્યુ હું આપીશ. જેમના હોઠ પર જ નહીં પણ હૈયામાં ઇટલીનું નામ છે તેઓ જ મારી સાથે આવે."

રોમથી પાછા ફરતાં કરુણ સંજોગોમાં એની પત્નીનું મૃત્યુ થયું. ગેરિબાલ્ડીએ ઇટલી છોડ્યું ને અમેરિકા ગયો. સ્વાધીન ઇટલીની આશા એણે છોડી દીધી નહોતી.

સાર્ડિનિયાના રાજા વિકટર ઈમેન્યુઅલ અને એના મંત્રી કાપૂરને હૈયે પણ ઈટલીની એકતા અને સ્વતંત્રતા વસેલાં હતાં. એ બંનેનો "તરુણ ઇટલી" ની ચળવળને ટેકો હતો. ગેરિબાલ્ડી અમેરિકાથી આવી કાપ્રેરાના ટાપુ પર વસ્યો હતો. ઇટલી માટે લડવાની તક એ જોઈ રહ્યો હતો.

ઇટલીની વધતી જતી એકતા ઓસ્ટ્રિયા સહન કરી શક્યું નહીં. ઓસ્ટ્રિયાએ પીડમોંટ પર ચડાઈ કરી. ગેરિબાલ્ડી ત્રણ હજાર સૈનિકો લઈને વિકટર ઇમેન્યુઅલની વતી ઓસ્ટ્રિયા સામે લડવા ગયો. ઓસ્ટ્રિયાને નમતું મૂકવું પડ્યું. જ્યાં પ્રજામત લેવામાં

આવ્યો ત્યાં "ઇટલી અને વિક્ટર ઇમેન્યુઅલની" તરફેણમાં પ્રજાની બહુમતી હતી.

ગૅરિબાલ્ડીએ હજારેક સ્વયંસેવક સૈનિકો ભેગા કર્યા હતા. સિસિલિમાંથી મેસિનાની સામુદ્રધુની ઓળંગી એ ઉત્તર તરફ વધ્યો ને છેક નેપલ્સ જઈને અટક્યો. અહીં પણ પ્રજામત "એક અને અવિભાજ્ય ઇટલી તથા વિક્ટર ઈમેન્યુઅલની" તરફેણમાં હતો.

પ્રજાએ આપેલી સત્તા ગૅરિબાલ્ડીએ વિક્ટર ઈમેન્યુઅલને નામે સ્વીકારી. નેપલ્સમાં રાજા દાખલ થયો ત્યારે બાદશાહી સવારીમાં એની બાજુમાં સ્વયંસેવક સૈનિકના સાદા લાલ ઝભ્ભાવાળો એ બેઠો હતો. લોકો "ગૅરિબાલ્ડી ઘણું જીવો" ના પોકારો કરતા હતા. લોકહૃદયમાં વિક્ટર ઈમેન્યુઅલ ભૂલાઈ ગયો હતો.

રાજાએ એને ઉમરાવપદ આપવાનું કહેવડાવ્યું. પણ પોતાને માટે કે પોતાના પુત્ર અથવા પુત્રીને માટે એણે કશું લીધું નહીં. "ઉનાળામાં વાવેલા બટાકાનો પાક મારે ઉતારવાનો છે." એમ કહી ખેડૂત અને ખલાસીની અદાથી કાપ્રેરાના ટાપુ પર એ પાછો ફર્યો. વહાણ ઊપડતી વખતે કિનારે ઊભેલા લોકોને, "સલામ, રોમને ભૂલશો નહીં." એ સંદેશો આપતો ગયો.

ઈ. સ. ૧૮૭૦ ના ફ્રાંકો યુદ્ધમાં ફ્રાંસ હાર્યું. પોપના રક્ષણ માટે રોમમાં રાખેલું ફ્રેંચ લશ્કર બોલાવી લેવું પડ્યું. એ વખતે વિક્ટર ઇમેન્યુઅલે રોમનો કબજો લીધો. આમ ઈ. સ. ૧૮૭૧ માં ઇટલીની રાજધાની રોમ થયું. જે ફ્રાંસનો ઈટલીની ભૂમિ પર ગૅરિબાલ્ડિએ વિરોધ કરેલો એને જ આપત્તિની વેળાએ વીસ હજાર સ્વયંસેવક સૈનિકોને ભેગા કરી ગૅરિબાલ્ડી મદદ કરવા ગયો; કારણ કે લોક-શાસનને એ ચાહતો હતો.

એ પછીનાં વર્ષો કાપ્રેરામાં શાંતિમાં વીત્યાં. ઈ. સ. ૧૮૮૨ ના જૂનની ૨ જી તારીખે એનું મૃત્યુ થયું. ઇટલીમાં એણે લોક-શાસન જોયું નહીં પણ એના પહેલા પગથિયા રૂપે છિન્નભિન્ન ઇટલી એકત્ર થયું હતું. ઇટલીની એકતા ગૅરિબાલ્ડીની નિઃસ્પૃહ ધ્યેયનિષ્ઠાને આભારી છે.

## અભ્યાસ

૧. આ પાઠમાં ગૅરિબાલ્ડીને પ્રેરણા આપનાર મેઝિનીનું નામ આપેલું છે. એને વિશે તમે શું જાણો છો ?

૨. તમને લશ્કરના સૈનિક થવું ગમશે કે નૌકાદળના ?

૩. વતનપરસ્તી એટલે શું ?
તમને તમારા દેશ માટે શું કરવાની ઇચ્છા છે ?

૪. વતનપરસ્તી જેવા સંસ્કૃત અથવા અંગ્રેજીમાંથી ન આવ્યા હોય એવા થોડા શબ્દો કહો.

૫. ઇટલીની જેમ યુરોપના બીજા દેશો ચેકોસ્લોવાકિયા અને પોલાંડની સ્વાધીનતા વિષે તમે કાંઈ જાણો છો ?

## ૩૭

# ગરજનનો હમ્મીર



મહમુદ ગઝની

[ શ્રી. કનૈયાલાલ મા. મુનશી કેવી સરસ નવલકથાઓ લખે છે તે તમને ખબર છે? ગુજરાતના ઇતિહાસની વિગતો લઈ ને એમણે ચાર નવલકથાઓ રચી છે. એ બધી અને બીજી નવલ-કથાઓમાં પણ શ્રી. મુનશી જે પાત્રો રજૂ કરે છે તે ખરેખર અદ્ભુત અને આકર્ષક હોય છે. એક વાર તમે એક નવલકથા વાંચો કે એનાં પાત્રો સાથે તમને ગાઢ પરિચય થઈ જાય. પછી તમે એ પાત્રોને ભૂલો જ નહીં. કાક, મુંજાલ, મંજરી, રાણક, કીર્તિદેવ, મુંજ વગેરે અનેક પાત્રો ગણાવી શકાય. આ પાઠમાં એમના એક પાત્રનો પરિચય તમને થશે. ગુજરાત તો મહમુદ ગઝનીનું નામ કદી પણ નહીં ભૂલે. એ મહમુદનું સરસ ચિત્ર શ્રી. મુનશીની કલમે દોરાયેલું આ પાઠમાં છે. શ્રી. મુનશીની કલમે દોરેલાં બીજાં ચિત્રો પણ તમે અવશ્ય જોજો. એક વાર્તા વાંચશો કે બીજી વાંચવાનું તમને મન થશે જ. ]

ગઝનીના સુલતાન—યમિનુદ્દૌલા મહમુદ નિઝામુદ્દીન કાસમ મહમુદે ચૌદ વર્ષે ગઝનીના ભયંકર વીરોમાં પણ કીર્તિ મેળવી. ગરીબ છતાં એણે ધન મેળવ્યું હતું; સત્તાહીણો હતો છતાં એણે સત્તા મેળવી હતી. ખોરાસાનની હકુમત મેળવ્યા પછી જોતજોતા-

માં તેણે પોતાના ભાઈ પાસેથી ગઝનીની અમીરાત ઝડપી લીધી હતી. એની પ્રબળ ઈચ્છાશક્તિ ને અતુલ શૌર્યે એણે સલ્તનત મેળવી. જેને એ હાથ અડકાડતો તે તેને શરણે આવતું. જે એ ઇચ્છતો તે એને મળતું.

એના પિતાને અનુસરી એણે હિંદનું અઢળક ધન લૂંટવું શરૂ કર્યું. થાકયું હાર્યું લાહોર તો સહેલાઈથી શરણ થયું; પલકમાં મુલતાન પડ્યું. હિંદુ રાજાઓ એની મહેરબાની માગતા થયા. ગ્વાલિયર, કનોજ, દીલ્હી ને સપાદલક્ષનાં સંયુકત સૈન્યો એના પ્રખર પ્રતાપ આગળ અનેકવાર ઓગળી ગયાં. ધનના ઢગ સમું નગરકોટ એણે હાથ કર્યું, એને મૂર્તિ–ભંજકની અમર કીર્તિ પ્રાપ્ત કરવાનો મોહ લાગ્યો ને તે ઈસ્લામની વિજયી સમશેર બન્યો. જુગોની જાહોજલાલીમાં ભવ્ય એવાં મથુરાનાં મંદિરોને એણે



ભસ્મીભૂત કરી દીધાં. દેવોનાં મુકુટકુંડલો એના ઝનાનાને શોભાવતાં થયાં. જે પંડિતો પૂજ્ય મનાતા તે ગઝનીમાં ગુલામો બની વેચાયા.

એના શૌર્યને સીમા નહોતી. એનું હૃદય ઉદાર હતું. એની કલ્પના કવિની હતી. એને કંઈ એવું કરવું હતું, કંઈ એવું રચવું હતું કે જેનું તેજ કાલાંતને અજવાળે. મુસ્લીમોમાં શ્રેષ્ઠ એવા ખલીફ ઉમરે કર્યું તે એને કરવું હતું. ઈસ્લામનો ડંકો જગતભરમાં વગડાવવો હતો, અને સાથે સાથે એની ઈરાની માતાના કલાત્મક સંસ્કારોનો તે વારસ હતો. એને કવિતાનો શોખ હતો. એને ગઝની શણગારવું હતું. સમૃદ્ધિએ એનું સિંહાસન દિપાવવું હતું.

એને પારકાનાં દિલ જીતતાં આવડતું; એને વીરતાની કદર કરતાં આવડતું. બધી જાતિ માટે એના હૃદયમાં સ્થાન હતું–જો તે એની સામે ન થાય તો. મૂર્તિપૂજાનો એ દ્વેષી વીર મૂર્તિપૂજકોનો પ્રશંસક હતો. જે રજપૂતોને તે સંહારતો તેમનું અડગ શૌર્ય જોઈને તે મુગ્ધ બનતો. એણે અપરિચિત મુત્સદ્દીગીરીથી મહાન સેનાનો



સોમનાથનાં ખંડિયેર

વ્યૂહ ઊભો કર્યો હતો, જેમાં કોકેસસથી રજપૂતાના સુધીના સમશેરબહાદુરોનો સમાવેશ થતો.

મૂર્તિપૂજકોનો મહાદેવ જે રેતીના રણને પેલે પાર બિરાજતો હતો તેનો નાશ કરી, તેનું ધન લૂંટવા તે આવ્યો હતો. એના પોતાના નાનકડા રાજ્યોની ટૂંકી મહત્તામાં મચેલા સદીઓના સુરક્ષિત ગર્વના ધણી રજપૂતો ન સમજી શકતા એની બુદ્ધિને ને ન રોધી શકતા એના પ્રાબલ્યને. તે હતા સરલ ને અડગ, ટેકી ને શૂર, પણ અભિમાનમાં સામાનું બળ પારખવાને અશકત. જંગના રસિયા પણ ભેગા મળી લડવાના કાયર. સંકુચિત સત્તાશોખ કેળવવા તત્પર થયેલા રજપૂતોમાં ત્યારે નહોતી દેશની દાઝ કે એક ધર્મની ભાવના.

એની સેના જોઈને રજપૂતો સ્તબ્ધ બની ગયા. આવડી મોટી સેના હોઈ શકે એવું પણ એમણે કદી કલ્પ્યું નહોતું. અને દુનિયાની પેલી પારથી ગરજનનો હમ્મીર આ મહા સેના લઈ આટલાં રાજ્યો વટાવી નિર્જન, જલવિહીન રણ વચ્ચે પડાવ નાંખશે એ એમના સ્વપ્નામાં પણ આવ્યું નહોતું.

એ છાવણી નહોતી, પણ હિંદે કદી નહીં જોયેલું એવું મહાનગર હતું. ઠેકઠેકાણે તાપણીઓનાં અસ્થિર અજવાળાં ચમકી રહેતાં. હજારો મશાલ આમથી તેમ ને તેમથી આમ ફરતી દેખાતી. આ પ્રદેશમાં જ્યાં સુધી નજર જાય ત્યાં સુધી છાવણીનો વિસ્તાર દેખાતો. અસંખ્ય માણસો, હાથીઓ, ઊંટો, ઘોડાઓ ને બીજાં જાનવરો એની સાથે હતાં.

ગરજનની સેનામાં ત્રીસ હજાર ઘોડેસવારો, પચાસ હજાર તીરંદાજ પાળા અને ત્રણ હજાર હાથી હતા. ત્રીસ હજાર

સાંઢણીઓ પર પાણી લીધું હતું. આ ઉપરાંત હજારો માણસો સેવામાં સાથે હતા. પ્રયાણે નીકળેલા કોઈ દેશ જેવી આ સેના હતી. તેના ડગથી ધરા ધ્રૂજતી; તેના દુંદુભિનાદે વ્યોમ ફાટતું. એ સેના નહોતી, કોઈનો રોકયો ન રોકાય એવો એ મહાસાગર હતો.

આ તો એની સેનાનું બળ. અને હમ્મીર તો જુદો. એનામાં આવડી સેના હાથમાં રાખવાની કળા હતી. એને મિત્રો કરતા આવડતા. નાહિંમતોને તે હિંમતવાન બનાવી શકતો. એની વ્યૂહ રચવાની શક્તિનો કોઈ પાર પણ પામી શકતું નહીં.

### અભ્યાસ

૧. ગરજનનો હમ્મીર કોણ હતો? એ ઇતિહાસમાં કયા નામે પ્રસિદ્ધ છે?

૨. ક્યારે અને કોની પાસેથી મહમુદે સત્તા મેળવી?

૩. હિંદુસ્તાન ઉપર આક્રમણ કરવામાં એનો શો હેતુ હતો? એમાં એ કેટલે અંશે સફળ થયો હતો?

૪. હિંદુસ્તાન ઉપર આક્રમણ કરનાર બીજા પરદેશી રાજાઓનાં નામ કહો. એ બધા શા માટે હિંદુસ્તાન ઉપર ચઢાઈ કરતા?

૫. મહમુદે ચઢાઈ કરી તે સમયે હિંદના રજપૂતોની કેવી દશા હતી? એ બધા એનો સફળ સામનો કેમ ન કરી શક્યા?

૬. મહમુદની સેનાનું ટૂંકમાં વર્ણન કરો.

૭. મહમુદ સ્વભાવે કેવો હતો?

૮. સોમનાથ પાટણ ક્યાં આવ્યું? એને લગતી થોડી માહિતી એકઠી કરો.

૯. હિંદુસ્તાનનો નકશો પાડી એમાં આ પાઠમાં આવતાં સ્થળો દર્શાવો. અને મહમુદ જે રસ્તે સોમનાથ ગયો હશે તે રસ્તો દર્શાવો.

# સુદામા અને કૃષ્ણ

[ નરસિંહ મહેતાને અને તેમનાં કાવ્યોને તો ગુજરાતના ભણેલા તેમ જ ભણ્યા ન હોય એવા લોકો પણ ઓળખે છે. ઘણાં લોકો એનાં પ્રભાતિયાં સવારમાં ઊઠીને લલકારે છે. આ પાઠમાં પણ એક પ્રભાતિયું જ છે. પરંતુ એ નરસિંહે રચેલાં સુદામાચરિત્રનાં પ્રભાતિયાંમાંથી લેવામાં આવ્યું છે; એટલે એમાં એ કથાનો થોડો ભાગ પણ આવે છે. સુદામા ગરીબ–રાંક હતો. અને એને દોસ્તી કૃષ્ણભગવાનની, પણ સુદામા તો અજાચક–કોઈ પાસે માગે નહીં. આખરે એની પત્ની એને કૃષ્ણ પાસે જવા સમજાવે છે. મન નથી માનતું છતાં સુદામા જાય છે. ત્યાં પહોંચતા એને જે અનુભવ થાય છે તે આ કાવ્યમાં તમને વાંચવા મળશે. અને આખું સુદામાચરિત્ર વાંચવાનું પણ તમને મન થશે. ]

ચાલિયો વાટમાં, જ્ઞાનના ઘાટમાં,
મિત્ર મોહન તણું નામ લેતો;
"ધન્ય એ નાર અવતાર સફળ કર્યો,
કૃષ્ણ! હે કૃષ્ણ" મુખ એમ કહેતો. ચાલિયો૦
"માગવું મૃત્યુપ્રમાણ છે પ્રાણીને,
લોભ કીધે ત્યાંહાં પ્રીત તૂટે;"
કહ્યું મેં "અબલા, સુખે બેસી રહો,
માગતાં તો બધો મર્મ છૂટે. ચાલિયો૦
માગિયું મેં નથી, શું મુખે કહુ કથી?
ભોગવું કર્મ જે ભાગ્ય લાવ્યો;
શ્રીપતિનાથે મને રંક સરજાવિયો,"
એમ કરતો દ્વિજ દ્વાર આવ્યો. ચાલિયો૦
આવી ઊભો રહ્યો, કંઠ ગદગદ થયો,
કોટી સૂરજશશીજ્યોત ભાસે;

ઉર દયા આણીને, હરિજન જાણીને,
પોળિયે જઈ કહ્યું કૃષ્ણ પાસે. ચાલિયો૦
મંદિરે તેડિયા, ચાલીને ભેટિયા,
ત્રિવિધિના તાપ તે સર્વ નાઠા;
હેમસિંહાસને લઈ બેસાડિયા,
તાણતાં વિપ્રનાં વસ્ત્ર ફાટ્યાં, ચાલિયો૦
તેલ ફૂલેલ મરદન કરાવિયાં,
શુદ્ધ ઊષ્ણોદકે સ્નાન કીધું;
કનકની પાવડી, ચરણ આગળ ધરી,
કૃષ્ણે ચરણોદક શીષ લીધું. ચાલિયો૦
પુનિત પીતાંબર પહેરવા આપિયું,
કનકને થાળ પકવાન દીધાં;
ભાવતાં ભોજન કૃષ્ણહાથે કર્યાં,
લીધું આચમન ને કાજ સીધ્યાં. ચાલિયો૦
કૃષ્ણે પલંગ પર પોતે પધરાવિયા,
દધિસુતા વીંજણે વાયુ ભરતાં;
સત્યભામાદિક નારી નિરખી રહી,
નરસૈંનો નાથ પદસેવ કરતા. ચાલિયો૦

## અભ્યાસ

૧. કૃષ્ણને મળવા જતાં સુદામાને શા વિચારો આવે છે?
૨. કૃષ્ણે સુદામાનો કેવી રીતે સત્કાર કર્યો?
૩. પુનિત પીતાંબર; ભાવતાં ભોજન;—આવા એકસરખા અક્ષરોથી શરૂ-થતાં જોડકાં કાવ્યમાંથી શોધી કાઢો.
૪. કૃષ્ણનો સુદામા તરફ કેવો પ્રેમ અને પૂજ્યભાવ હતો તે કહો.
૫. નરસિંહ મહેતાનાં લખેલાં બીજાં કાવ્યો તમે વાંચ્યા હોય તો તેનો પરિચય આપો.

# અખો

[ 'જ્ઞાનીને કવિમાં ન ગણીશ.' આ પ્રમાણે જે કવિએ પોતાને માટે કહ્યું તેનું નામ અખો. અખો કહો કે અખો ભગત કહો. કવિ થવાનો તો એને જરા પણ મોહ ન હતો. જાતનો સોની અને અમદાવાદનો રહીશ. અને એક વાર તો ટંકશાળનો ઉપરી. પણ એણે સંસાર છોડ્યો. રખડપટ્ટી કરીને સાચું જ્ઞાન મેળવ્યું અને એ જ્ઞાન જગતને આપ્યું. નિરર્થક બાબતો ઉપર તો એને બહુ જ તિરસ્કાર. આ અખાનો પરિચય આ પાઠમાં તમને મળશે. આ પાઠ દિવાન બહાદૂર કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીના એક ગ્રંથમાંથી લેવામાં આવ્યો છે. એ ગ્રંથનું નામ 'ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્તંભો.' એમાં આપણા બધા પ્રાચીન કવિઓનો પરિચય લેખકે આપ્યો છે. દિવાન બહાદુર ઝવેરીનું નામ આપણા સાહિત્યમાં એક સારા વિવેચક અને ઇતિહાસકાર તરીકે જાણીતું છે. સાહિત્યના ઇતિહાસના એમના ગ્રંથો બહુ લોકપ્રિય છે. ]

સત્તરમી સદીના કવિઓમાં અખો ભગત અગ્રગણ્ય કવિ છે. ગુજરાતી સાહિત્યમાં તે જ્ઞાની કવિ તરીકે પ્રખ્યાત કે મુખ્ય છે. તેનો જન્મ ઈ. સ. ૧૬૧૫ માં થયો હતો. તે જાતે સોની હતો અને અમદાવાદનો રહીશ હતો. કેટલાક, તે જેતલપુરનો રહીશ હતો ને અમદાવાદ આવીને રહ્યો હતો એમ માને છે. બહેનના અકાળ અવસાનને અંગે નાનપણથી જ જગત પર તેને કંટાળો આવ્યો હતો ને સંસારના ભોગ તેણે તજ્યા હતા. તેના મન પર વૈરાગ્યની પ્રબળ છાપ પડી હતી. વધારામાં એના જીવનમાં એક પછી એક એવા બનાવો બન્યા કે જેથી સંસાર તરફ તેને પૂર્ણ અભાવ થયો.

એક બાઈ જેને અખો બહેન કરતાં પણ અધિક ગણતો હતો તેણે એક વખત એને કંઠી કરવા માટે સોનું આપ્યું. સોનું

ત્રણસો રૂપિયાની કિંમતનું હતું. પોતાની બહેન પરના હેતને લીધે એણે ગાંઠના સો રૂપિયા ઉમેરી કંઠી ચારસો રૂપિયાની કિંમતની બનાવી. બાઈ આથી ઘણી રાજી થઈ. આ બાબતમાં એક ઓળખીતા સાથે વાત નીકળતાં બાઈને તેણે કહ્યું:

" મારા તો માન્યામાં આ વાત આવતી નથી. સોની પોતાના સ્વભાવથી વિરુદ્ધ જઈ ગાંઠનું ઉમેરે એ વાત જ અસંભવિત છે. સોની તો સગી બહેનને પણ ન છોડે."

આથી બાઈને ખરેખર અવિશ્વાસ આવ્યો ને કંઠીનો કસ કઢાવવા ભંગાવી. પરીક્ષા કરતાં તેમાં ખરેખર મૂળ કરતાં સો રૂપિયાની કિંમતનું સોનું વધારે જણાયું. બાઈ કંઠી સરખી કરાવવા ફરી અખા પાસે ગઈ. અખાએ ખૂબ આગ્રહ કરી કંઠી ભંગાવવાનું કારણ પૂછ્યું. બાઈએ બધી હકીકત જણાવી. અખાને આથી એમ જ લાગ્યું કે સંસારમાં સારા માણસ માટે સ્થાન જ નથી; એમાં તો દુનિયાને પોતાના જેવી જ માનતા પાખંડીઓ અને ઠગોનો જ વાસ છે.

અખો અમદાવાદની પાદશાહી ટંકશાળનો ઉપરી હતો. એ વખતે જ્ઞાતિબંધુઓએ અખા સાથેના કંઈક મતભેદને અંગે તે સિક્કાઓમાં ચાંદી સાથે બીજી હલકી ધાતુનું મિશ્રણ કરે છે એવો આરોપ મૂક્યો. સૂબાએ તેને કેદમાં નાંખ્યો, પણ તપાસને અંતે તે નિર્દોષ છે એમ સાબિત થયું; અને અખો બંધનમુક્ત થયો; પણ આ પ્રસંગથી તેને એટલો આઘાત થયો ને જગતના વ્યવહારો તરફ કંટાળો આવ્યો કે સંસારની બધી જ ખટપટ છોડી દેવાનો તેણે નિશ્ચય કર્યો. તેણે પોતાના સર્વ ઓજારો કૂવામાં ફેંકી દીધાં અને માલમિલકત વેચી નાંખી. પછી તે સન્માર્ગે ચડાવે તેવા ગુરુની શોધમાં નીકળી પડ્યો.

અમદાવાદમાં તપાસ કરી, પ્રયાગમાં રખડ્યો પણ તેની શોધ નિરર્થક નીવડી. જયપુર ગયો. ત્યાં વૈષ્ણવ મંદિરના મહારાજ ગુરુ ગોકુળનાથ પ્રત્યે તેનું ધ્યાન ખેંચાયું અને ઉપદેશની આશાએ તેમનાં ચરણ સેવ્યાં. તેની શ્રીમંતાઈને અંગે ત્યાં તેને મિષ્ટ પ્રસાદો આરોગવા મળ્યા, પણ તેથી તેની ધર્મજિજ્ઞાસા તૃપ્ત થઈ નહીં. ત્યાંથી તે ગોકુળ ને મથુરા ગયો, ત્યાં પણ તેને એવા જ અનુભવો થયા. કાશી જઈ તેણે અનેક સાધુ સંન્યાસીઓની સેવા કરી પણ કંચન ને કામિનીથી કોઈને મુક્ત જોયા નહીં.

એક વખત કાશીમાં મણિકર્ણિકાના પવિત્ર ઘાટ પર એક નાની ઝૂંપડીમાં એક સંન્યાસીને વેદાંતનાં સૂત્રો એક શિષ્યને સમજાવતા તેણે સાંભળ્યા. કનિષ્ઠ ગુરુ પાસે પણ સો જેટલા તો શિષ્યો હોય જ, એવા શિષ્યવર્ગથી ઊભરાઈ જતા આ ધામમાં આ ગુરુને માત્ર એક જ શિષ્યને ઉપદેશ આપતા જોઈ તેને આશ્ચર્ય થયું. તેણે ઝૂંપડીની પછીતે ઊભા રહી એક વર્ષ સુધી આ ગુરુના સંભાષણો સાંભળ્યાં. આ ઉપદેશથી તેમ જ ગુરુની અન્ય સાંસારિક વસ્તુઓ પ્રત્યેની અનાસક્તિને અંગે તેનો આત્મા સંતોષાયો અને તેણે આ ગુરુ પાસે જ શિષ્ય તરીકે દીક્ષા લેવાનો વિચાર કર્યો.

જ્યાં પ્રવચન ચાલતું હોય ત્યાં સામાન્ય રીતે વચ્ચે વચ્ચે હુંકારો દેવાનો ચાલ હોય છે. આથી ઉપદેશકનો ઉત્સાહ વધે છે અને શ્રોતાઓ જાગૃત રહી તેના પ્રવચનનું શ્રવણ કરે છે એનો તેને સંપૂર્ણ ખ્યાલ રહે છે. શ્રોતાઓની સંખ્યા બહુ હોય ત્યાં તો કોઈ જાગૃત ન રહે તો ચાલે, પરંતુ જ્યાં શ્રોતા માત્ર એક જ હોય ત્યાં તો તેણે જાગૃત રહેવું જ જોઈએ. આ ગુરુનો આ એકનો એક શિષ્ય આ બાબતમાં ખૂબ કાળજી રાખી સાવધાન રહેતો પણ એક દિવસ તેને ઝોકું આવી ગયું. યોગ્ય સમયે હુંકારો નહીં આપે તો ગુરુના ઉત્સાહમાં ભંગ થશે એમ લાગતાં અખાએ દિવાલ

પાછળથી જ હુંકારો ભણ્યો. ગુરુને આશ્ચર્ય થયું. તપાસ કરતાં ભીંત પાછળ અખાને જોયો. આમ કરવાનું કારણ પૂછતાં તેણે પોતાનો સર્વ વૃત્તાંત જણાવ્યો અને શિષ્ય તરીકે દીક્ષા માગી. ગુરુએ બાર માસ સુધીના તેણે શ્રવણ કરેલા ઉપદેશની પરીક્ષા લીધી. ગુરુને એથી તેના પર વિશ્વાસ બેઠો અને દીક્ષા આપી. પછી અખો ગુરુ પાસે ત્રણ વર્ષ સુધી રહ્યો, અને જ્ઞાન તેમ જ ભક્તિના ગ્રંથોનો અભ્યાસ કર્યો.

અમદાવાદ પાછા ફરતાં તે જયપુરના વૈષ્ણવ મંદિરમાં ગુરુ ગોકુળનાથને મળવા ગયો. પરંતુ ત્યાં દ્વારપાળે તેને દ્વાર પર જ અટકાવ્યો. અખો પહેલી વાર આ દ્વારપાળના પરિચયમાં આવ્યો હતો, છતાં જ્યારે અખાએ દ્વારપાળને પોતાનું નામ આપ્યું ત્યારે તેણે કહ્યું: "અખો તો મોટો શેઠિયો હતો, શેઠિયો! તારા જેવો ભિખારી નહોતો."

છતાં અખાએ અંદર જવા આગ્રહ કર્યો. આથી થોડો ગડબડાટ થયો. એ સાંભળી ગોકુળનાથ મહારાજ બારીએ આવ્યા. અખાને તેમણે ઓળખ્યો, પણ ઓળખાણ વિશે નન્નો વાસ્યો. અખાને આથી ભાન થયું કે મહારાજને ભિખારી અખાનું કામ નહોતું.

અખો અમદાવાદ તેમ જ અન્ય સ્થળોએ અનેક સાધુ સંન્યાસીઓની સંગત, સહવાસ ને સંબંધમાં તો આવ્યો હતો. એમાંના થોડા ખરેખરા સજ્જનો ને સાધુઓ હતા. પણ મોટો ભાગ તો પાખંડીઓનો હતો. અખાએ તેનાં કાવ્યોમાં ક્યાંક ક્યાંક આવા સજ્જનોની પ્રશંસા કરી છે, પરંતુ મોટે ભાગે તો પાખંડી, વેષધારી સાધુ વૈરાગીઓનાં પાખંડ ને અનીતિનું દર્શન કરાવી ઉઘાડા પાડવા કમર કસી છે. તેણે હિંમતથી આ દંભની પોકળતા દેખાડી ખરા જ્ઞાનનો ઉપદેશ કર્યો છે.

અખાના રચેલા ગ્રંથો મોટે ભાગે તત્ત્વજ્ઞાન, વેદાંત ને

શાસ્ત્રને લગતા છે, અને તેથી માત્ર અધિકારીઓ સિવાય સામાન્ય લોકોમાં તે બિલકુલ પ્રચાર પામ્યા નથી. અખાનાં જ્ઞાન ને ઉપદેશનાં પદો ને છપ્પાઓ ખૂબ જ લોકપ્રિય થયાં છે ને સારો પ્રચાર પામ્યાં છે. લોકો અનેક પ્રસંગોએ છપ્પાઓનો, તેમાંના દાખલાઓનો ને ઉપમાઓનો છૂટથી ઉપયોગ કરે છે અને ઉપદેશ કે આશ્વાસન આપતી વેળા ઉચ્ચારે છે. અખાને સંસારના વ્યવહારો એક માયાજાળ સમાન જ લાગે છે અને જગતને તે મિથ્યા કહે છે. પરબ્રહ્મને જ જગત માત્રનું એક પરમ સત્ય કહી તેને આશ્રયે જવા તે ઉદ્બોધે છે.

અખો બહુ કેળવણી પામેલો ન હોવાથી તેની ભાષા બહુ સંસ્કારી કે ઘડાયેલી નથી, પણ ખડબચડી છે. કટાક્ષ, કટુ ટીકા વગેરેમાં એની ભાષા ને શૈલી ખૂબ ઉપકારક નીવડી છે. વળી જનસમૂહને સાચા જ્ઞાનનો ઉપદેશ આપવાનો તેમ જ સંસારના પાખંડી વ્યવહારમાંથી બચાવવાનો તેનો આશય હોવાથી તે લૌકિક કહેવતો, દાખલાઓ ને પ્રસંગો તેનાં પદો ને છપ્પાઓમાં ગૂંથે છે. નીડરતા ને સત્યવકતૃત્વ એના ખાસ ગુણો છે.

અખો જ્ઞાની કવિ કહેવાય છે. તેની પહેલાંના કવિઓની માફક રાધાકૃષ્ણની લીલાના કે લાગણીપ્રધાન ભક્તિનાં પદો તેણે લખ્યાં નથી. તેણે તો તત્ત્વજ્ઞાન ને ઉપદેશનાં બુદ્ધિપ્રધાન ને વિચારપ્રધાન પદો લખ્યાં છે અને ગુજરાતી સાહિત્યમાં નવો ચીલો પાડ્યો છે.

### અભ્યાસ

૧. અખાને શા માટે સંસાર ઉપર વૈરાગ્ય આવ્યો ?
૨. અખાએ ગુરુને શોધવા શા શા પ્રયત્નો કર્યા ?
૩. નીચેના શબ્દો વાપરી વાક્યો બનાવો:—
જ્ઞાની, પાખંડી, આશય, પ્રવચન, શ્રોતા, વકતા, પદો.
૪. અખો જ્ઞાની કવિ શા માટે કહેવાય છે ?
૫. અખાના ખાસ ગુણો ક્યા હતા તે કહો.
૬. અખા જેવા બીજા કોઈ જ્ઞાની કવિઓનાં નામ આપો.

# ડાકઘર



ડૉ. રવિન્દ્રનાથ ટાગોર

[ હિંદના જ નહીં પણ સમસ્ત જગતના એક કવિ અને ચિંતક તરીકે પ્રસિદ્ધ થયેલા ડૉ. રવીન્દ્રનાથ ટાગોરનો પરિચય તો હિંદનાં બાળકોને હોવો જ જોઈએ. આવા મહાપુરુષો તો આપણું અમૂલ્ય ધન છે. ડૉ. ટાગોરે કાવ્યો ઉપરાંત સરસ નાટકો અને નવલકથાઓ, તથા ટૂંકી વાર્તાઓ પણ લખી છે. આ પાઠમાં બાળકોને વાંચવું અને ભજવવું ગમે એવું એમનું એક નાટક આપવામાં આવ્યું છે. બાળકોને નવું નવું જાણવાનું મન શા માટે થાય છે, આજુબાજુના વાતાવરણમાં કઈ કઈ બાબતો એમના ધ્યાનમાં આવી જાય છે; વગેરે તમને આ પાઠમાંથી સમજાશે. તમે એ પાઠ શીખી જાઓ પછી જરૂર ભજવજો. અને ડૉક્ટર ટાગોરનાં લખેલાં બીજાં નાટકો પણ વાંચજો. તેમના શાંતિનિકેતન વિશે પણ જાણવા પ્રયાસ કરજો. ]

**દહીંવાળો :** દહીં લેવાના રે દહીં ?

**અમલ :** દહીંવાળા, દહીંવાળા, ઓ દહીંવાળા !

**દહીંવાળો :** બૂમ શાને મારે છે ? દહીં લેવાનો છે ?

**અમલ :** શી રીતે લઉં ? મારી પાસે પૈસા નથી તે ?

**દહીંવાળો :** તું તે કેવો છોકરો છે ? લેવું નથી તો મારો વખત શા માટે બગાડે છે ?

**અમલ :** મારાથી જો તારી સાથે અવાય એમ હોત તો આવત.

**દહીંવાળો :** મારી સાથે ?

**અમલ :** હા, તું દૂર દૂરને રસ્તેથી બૂમ મારતો મારતો જાય છે એ સાંભળીને મારા મનમાં કંઈનું કંઈ થઈ જાય છે !

**દહીંવાળો :** [ દહીંની કાવડ ઉતારીને ] ભાઈ, તું અહીં બેઠો બેઠો શું કરે છે ?

**અમલ :** વૈદરાજે મને બહાર જવાની ના પાડી છે, એટલે હું આખો દહાડો અહીં જ બેસી રહું છું !

**દહીંવાળો :** અરે, એમ ! ભાઈ, તને શું થયું છે ?

**અમલ :** કોણ જાણે ! હું તો કશું ભણ્યો નથીને એટલે મને શું થયું છે એ હું કંઈ જાણતો નથી. દહીંવાળા, તું કયાંથી આવે છે ?

**દહીંવાળો :** અમારે ગામથી આવું છું.

**અમલ :** તમારે ગામથી ? ખૂબ દૂર છે તમારું ગામ ?

**દહીંવાળો :** અમારું ગામ પેલા પાંચમુડા પહાડની તળેટીમાં આવેલું છે. શામલી નદીને કાંઠે.

**અમલ :** પાંચમુડા પહાડ–શામલી નદી. શી ખબર, કદાચ તમારું ગામ જોયું પણ હોય–કયારે, તે મને યાદ નથી આવતું.

**દહીંવાળો :** તેં જોયું છે ? પહાડની તળેટી આગળ કદી ગયો હતો કે શું ?

**અમલ :** ના, કદી ગયો નથી, પણ મને એમ લાગે છે કે જાણે મેં જોયું છે, ઘણા જૂના કાળનાં મોટાં મોટાં ઝાડોની છાયામાં તમારું ગામ આવેલું છે–એક લાલ રંગના રસ્તા ઉપર, નહીં ?

**દહીંવાળો :** ખરું કહ્યું, ભાઈ!

**અમલ :** ત્યાં પર્વત પર બધી ગાયો ચરતી ફરે છે.

**દહીંવાળો :** કેવી નવાઈ! તું ખરું કહે છે. અમારા ગામમાં ગાયો ચરે જ છે તો.

**અમલ :** સ્ત્રીઓ બધી નદીમાંથી પાણી ભરી માથે બેડાં લઈને જાય છે–તેઓએ લાલ સાડી પહેરી હોય છે!

**દહીંવાળો :** વાહ! વાહ! ખરી વાત! અમારા ગોવાળિયા ફળિયાની સ્ત્રીઓ બેશક નદીમાંથી પાણી લઈ જાય છે. પણ વાત એમ છે કે તેઓ બધી જ લાલ સાડી પહેરે છે એમ નથી–પણ ભાઈ, તું જરૂર કોઈ દિવસ ત્યાં ફરવા ગયો હોઈશ.

**અમલ :** સાચું કહું છું, દહીંવાળા, હું એકે દિવસ ગયો નથી. વૈદરાજ જે દિવસે મને બહાર જવા દેશે તે દિવસે તું મને તમારે ગામ લઈ જશે ?

**દહીંવાળો :** લઈ જઈશ ભાઈ, જરૂર લઈ જઈશ.

**અમલ :** મને તારી માફક આમ કાવડ ખભે લઈને ખૂબ દૂર દૂરને રસ્તે દહીં વેચવા જતાં શીખવી દેજે.

**દહીંવાળો :** વાહરે! તું ભાઈ, શા માટે દહીં વેચવા જાય ? આટલી આટલી પોથીઓ વાંચી વાંચીને તું તો પંડિત થઈ જશે.

**અમલ :** ના, ના, હું કદી યે પંડિત થવાનો નથી. હું તો તમારા લાલ રસ્તા ઉપર, જૂના વડ નીચેના ગોવાળિયા ફળિયેથી દહીં લઈ આવી દૂર દૂરને ગામડે ગામડે વેચતો ફરીશ. તું કેવું સરસ બોલે

છે—દહીં, દહીં, દહીં—દહીં લ્યો રે દહીં ! મને એ પ્રમાણે રાગ કાઢીને બોલતાં શીખવી દે !

**દહીંવાળો :** અરે, બળ્યું નશીબ ! એ રાગ તે કોઈ શીખતું હશે !

**અમલ :** ના, ના, મને એ સાંભળવો બહુ ગમે છે. આકાશના છેક દૂરના ભાગમાંથી જેમ પંખીનો અવાજ સાંભળીએ ને મન ઉદાસ થઈ જાય તેમ પેલા રસ્તાના વાંક આગળથી, ઝાડની હારોમાં થઈને જ્યારે તારી બૂમ સંભળાતી હતી, ત્યારે મને થતું હતું— કોણ જાણે શું ય મનમાં થતું હતું.

**દહીંવાળો :** ભાઈ, એક વાડકી દહીં તું ખા.

**અમલ :** મારી પાસે તો પૈસા નથી.

**દહીંવાળો :** ના, ના, ના, ના; પૈસાની વાત બોલીશ નહીં. તું મારું દહીં થોડું ખાશે તો મને કેટલો બધો આનંદ થશે.

**અમલ :** તને બહુ મોડું થઈ ગયું.

**દહીંવાળો :** કંઈ મોડું નથી થયું, ભાઈ, મને કંઈ જ નુકસાન નથી થયું. દહીં વેચવામાં કેટલું સુખ છે તે તારી પાસે શીખ્યો.

[ જાય છે ]

**અમલ :** ( રાગ કાઢીને ) દહીં લ્યો રે દહીં ! પેલા પાંચમુડા પહાડની તળેટીમાં શામલી નદીને કાંઠે રહેતા ગોવાળના ઘરનું દહીં ! તેઓ પરોઢની વખતે ઝાડ તળે ગાયને ઊભી રાખી દૂધ દોહે છે, સાંજે સ્ત્રીઓ દહીં મેળવે છે, તે દહીં !

દહીં લો રે દહીં—દહીં ! અરે આ રહ્યો આ પહેરાવાળો, રસ્તા ઉપર આંટા મારે છે ! પહેરાવાળા, પહેરાવાળા, એક વાત સાંભળી જાને ભાઈ !

**પહેરાવાળો :** આમ બૂમાબૂમ શાનો કરે છે? તું ડરતો નથી મારાથી?

**અમલ :** કેમ, તારાથી ડરું શા માટે?

**પહેરાવાળો :** તને પકડી લઈ જાઉં તો!

**અમલ :** ક્યાં પકડી લઈ જશે! ખૂબ આઘે? પેલા પહાડની પાર?

**પહેરાવાળો :** ઠેઠ રાજા પાસે જો લઈ જાઉં તો?

**અમલ :** રાજા પાસે? લઈ જાને મને! પણ મને તો વૈદરાજે બહાર જવાની ના પાડી છે. મને કોઈ પણ ક્યાંય પણ પકડી લઈ જઈ શકશે નહીં—મારે તો કેવળ રાત દિવસ અહીં જ બેસી રહેવું પડશે.

**પહેરાવાળો :** વૈદરાજે ના પાડી છે? આહ! ખરું ખરું—તારું મોં જાણે ફિક્કું પડી ગયું છે. આંખોના ખૂણા કાળા પડી ગયા છે. તારા બંને હાથની નસો પણ દેખાઈ આવે છે.

**અમલ :** તું ઘંટ નહીં વગાડે, પહેરાવાળા?

**પહેરાવાળો :** હજી વખત નથી થયો.

**અમલ :** કોઈ કહે છે કે વખત વહી જાય છે, કોઈ કહે છે કે વખત થયો નથી, વારુ તું ઘંટ વગાડશે એટલે વખત તો થઈ જશે.

**પહેરાવાળો :** એવું તે હોય? વખત થાય ત્યારે હું ઘંટ વગાડું.

**અમલ :** તારો ઘંટ બહુ સરસ લાગે છે—મને સાંભળવાનું બહુ ગમે છે. બપોરની વખતે અમારા ઘરમાં બધાં જમી ખાઈ રહે છે, ફુઆ ક્યાંક કામ કરવાને ચાલ્યા જાય છે, કોઈ રામાયણ વાંચતાં વાંચતાં ઊંઘી જાય છે, અમારો નાનો કૂતરો ઓટલા ઉપર પેલા

ખૂણાની છાયામાં પૂંછડીમાં મોં ઘાલી ઊંઘતો હોય છે—ત્યારે તારો પેલો ઘંટ વાગે છે—ટન્ટન્, ટન્ટન્! તારો ઘંટ શા માટે વાગે છે?

**પહેરાવાળો :** ઘંટ સૌને એ વાત કહે છે કે વખત બેસી નથી રહેતો, તે સદાય ચાલ્યો જ જાય છે.

**અમલ :** ક્યાં જાય છે? કયે દેશ?

**પહેરાવાળો :** તેની કોઈને ખબર નથી.

**અમલ :** કોઈ તે દેશ જોઈ નહીં આવ્યું હોય? મને બહુ ઇચ્છા થાય છે કે વખતની સાથે સાથે ચાલ્યો જાઉં—જે દેશની કોઈને ખબર નથી તે દૂર દૂરને દેશ!

**પહેરાવાળો :** તે દેશ બધાયને જવું પડશે, ભાઈ.

**અમલ :** મારે પણ જવું પડશે!

**પહેરાવાળો :** જરૂર.

**અમલ :** પણ વૈદરાજે મને બહાર જવાની ના પાડી છે તે!

**પહેરાવાળો :** કોઈ દિવસ વૈદરાજ જાતે જ હાથ પકડીને કદાચ લઈ જશે.

**અમલ :** ના ના, તું તેને ઓળખતો નથી તે તો કેવળ પકડીને પૂરી જ મૂકે છે.

**પહેરાવાળો :** તે ના કહે તો જે સારા વૈદ છે તે આવીને છોડી મૂકે છે.

**અમલ :** તે સારા વૈદરાજ મારી પાસે ક્યારે આવશે? મને હવે બેસી રહેવાનું ગમતું નથી!

**પહેરાવાળો :** એવું ન બોલીએ, ભાઈ!

**અમલ :** ના—હું તો બેઠો જ છું—જ્યાં મને બેસાડી રાખ્યો છે

ત્યાં આગળથી હું તો બહાર જતો જ નથી–પણ તારો પેલો ઘંટ ટન્‌ટન્‌ વાગે છે ને મારું મન આકુળ વ્યાકુળ થઈ જાય છે! પણે રસ્તાની પેલી બાજુએ મોટા મકાન ઉપર ધજા ચડાવવામાં આવી છે, અને ત્યાં બધા લોકો હમેશાં આવજા કરે છે–ત્યાં શું છે?

**પહેરાવાળો :** ત્યાં નવી પોસ્ટ ઑફિસ છે.

**અમલ :** પોસ્ટ ઑફિસ? કોની પોસ્ટ ઑફિસ?

**પહેરાવાળો :** પોસ્ટ ઑફિસ વળી કોની હોય? રાજાની પોસ્ટ ઑફિસ. આ છોકરો બહુ મજાનો છે!

**અમલ :** રાજાની પોસ્ટ ઑફિસમાં રાજા પાસેથી બધા કાગળો આવે છે?

**પ્રહરી :** ત્યારે જોજે એક દિવસ તારા ઉપર પણ કાગળ આવશે.

**અમલ :** મારા ઉપર પણ કાગળ આવશે? હું તો હજી બાળક છું તે!

**પહેરાવાળો :** બાળકોને રાજા નાના નાના કાગળો લખે છે.

**અમલ :** બહુ સારું ત્યારે તો! મને ક્યારે કાગળ મળશે? મારા પર પણ તે કાગળો લખવાના છે એ તેં કેવી રીતે જાણ્યું?

**પહેરાવાળો :** નહીં તો તે તારી આ ખુલ્લી બારીની સામે આવો મોટો સોનેરી ઝંડો ચડાવી પોસ્ટ ઑફિસ શા માટે ખોલે?

**અમલ :** વારુ, રાજાનો કાગળ આવશે તો તે મને કોણ આણી આપશે?

**પહેરાવાળો :** રાજાના ઘણા ટપાલીઓ છે–જોયા નથી? છાતીએ ગોળ ગોળ સોનાના બિલ્લા લટકાવીને ફરતા ફરે છે તે?

**અમલ :** વારુ, તેઓ ક્યાં ફરે છે?

**પહેરાવાળો :** ઘેર ઘેર–દેશ દેશ. એના પ્રશ્ન સાંભળીને હસવું આવે છે !

**અમલ :** મોટો થઈશ ત્યારે હું રાજાનો ટપાલી થઈશ.

**પહેરાવાળો :** હા હા હા હા ! ટપાલી ! એ ભારે જબરદસ્ત કામ છે ! તડકો હોય કે વરસાદ હોય, ગરીબ હોય કે તવંગર હોય, બધાયને ઘેરે ઘેર કાગળો વહેંચતા ફરવાનું–એતો જબરું કામ છે !

**અમલ :** તું હસે છે શાને ? મને એ કામ જ સૌથી સારું લાગે છે. ના ના, તારું કામ પણ બહુ સારું છે–બપોર વખતે જ્યારે તડકો બધે પથરાયો હોય છે ત્યારે ઘંટ ટન્ ટન્ ટન્ કરતો વાગે છે–વળી કોઈ કોઈ દિવસે રાતે એકાએક પથારીમાં જાગી ઊઠીને જોઉં છું તો ઘરનો દીવો બૂઝાઈ ગયો હોય છે, બહાર કોણ જાણે કેવાય અંધકારમાં થઈને ઘંટ વાગી ઊઠે છે ટન્ ટન્ ટન્ !

**પહેરાવાળો :** આ પેલા મુખી આવ્યા–હું હવે ભાગું. એ જો જોઈ ગયા કે તારી સાથે વાત કરું છું તો પછી મુશ્કેલીમાં નાંખશે. આજે ત્યારે હવે હું જાઉં છું. મારું કામ પડી રહ્યું છે. હું વળી કાલ સવારે આવીને તને આખા શહેરની ખબર કરી જઈશ.

[ જાય છે ]

**અમલ :** રાજાનો જો રોજ એક એક કાગળ આવતો રહે તો તો બહુ સારું–આ બારીની પાસે બેસીને વાંચું. પણ મને તો વાંચતાં નથી આવડતું તે ! કોણ વાંચી આપશે ? ફોઈ તો રામાયણ વાંચે છે ! ફોઈ રાજાનું લખાણ વાંચી શકશે ? કોઈયે જો વાંચી નહીં શકે તો ભેગા કરીને રાખી મૂકીશ, હું મોટો થઈને વાંચીશ. પણ ટપાલી મને ઓળખે નહીં તો !

**અમલ :** ઝાંઝર ઝમ ઝમ કરતી તું કોણ જાય છે–જરા ઊભી રહેને બહેન. [બાલિકાનો પ્રવેશ]

**બાલિકા :** મારાથી ઊભા રહેવાય એવું ક્યાં છે? વખત વહી જાય છે તે.

**અમલ :** તને ઊભા રહેવાનું મન થતું નથી–મને પણ હવે અહીં બેસી રહેવાનું મન થતું નથી.

**બાલિકા :** તું પ્રભાતનો તારો ન હોય એવું તને જોતાં મને લાગે છે.–તને શું થયું છે વારુ !

**અમલ :** કોણ જાણે શું થયું છે! વૈદરાજે મને બહાર જવાની ના પાડી છે.

**બાલિકા :** અરે, તો બહાર ન નીકળતો.–વૈદરાજનું કહ્યું કરવું જોઈએ–તોફાન નહીં કરીએ, નહીં તો લોકો ગાંડો કહેશે! બહાર જોઈ જોઈને તારું મન આકુળ વ્યાકુળ થઈ જાય છે. લાવ હું આ તારું અરધું બારણું પણ બંધ કરી જાઉં.

**અમલ :** ના, ના, બંધ કરીશ નહીં અહીં મારે બીજું બધું બંધ છે, માત્ર એટલું એ જ ખુલ્લું છે. તું કોણ છે, કહેને–હું તો તને ઓળખતો નથી.

**બાલિકા :** હું સુધા.

**અમલ :** સુધા!

**સુધા :** જાણતો નથી, હું અહીંની માલણની છોકરી.

**અમલ :** તું શું કરે છે?

**સુધા :** છાબ ભરીને ફૂલો વીણી લાવી માળા ગૂંથું છું!

**અમલ :** હમણાં ફૂલ વીણવા જાય છે? એટલે જ તારા બંને

પગો આમ ખુશ ખુશ થઈ ગયા છે-જેમ જેમ તું ચાલે છે, તેમ તેમ ઝાંઝર ઝમ ઝમ ઝમ કરતાં વાગે છે. મારાથી જો તારી સાથે અવાય એમ હોતને તો તો ઊંચી ડાળે ન દેખાય એવી જગાએથી તને હું ફૂલ પાડી આપત.

**સુધા :** ત્યારે! ફૂલની વાત મારા કરતાં તું વધારે જાણે ખરો ને!

**અમલ :** જાણું છું, હું બરાબર જાણું છું. મને સાતભાઈ ચંપાની વાત ખબર છે! મને એવું થાય છે કે જો મને બધાં છોડી દે તો હું ચાલ્યો જાઉં–ખૂબ ઊંડા વનમાં જ્યાં રસ્તો પણ શોધ્યો નહીં જડે. પાતળી ડાંખળીની ટોચે જ્યાં મધુચંચુ પંખી બેસીને ઝોલાં ખાય છે, ત્યાં હું ચંપો થઈને ખીલું. તું મારી પારુલબહેન થશે ?

**સુધા :** શી તારી બુદ્ધિ છે! પારુલબહેન હું શી રીતે થવાની હતી! હું તો સુધા છું—હું તો શશી માલણની છોકરી છું. મારે રોજ આટઆટલી માળા ગૂંથવાની હોય છે. મને જો તારી માફક અહીં બેસી રહેવાનું હોત તો કેવી મજા પડત!

**અમલ :** તો આખો દિવસ તું શું કરત ?

**સુધા :** મારી ઢીંગલીનાં લગન કરત. મારી મીનીબાઈ બિલાડી પણ છે ને હું જાઉં છું. દહાડો ચડે છે, મોડું થઈ જશે તો ફૂલ નહીં રહેશે.

**અમલ :** મારી સાથે હજી જરા વાર વાત કરને, મને બહુ ગમે છે.

**સુધા :** વારુ બહુ સારું. તું તોફાન ના કરતો, ડાહ્યો થઈને અહીં શાંત બેસી રહેજે. ફૂલ લઈને આવતી વખતે તારી સાથે વાત કરતી જઈશ.

**અમલ :** અને મને એક ફૂલ આપતી જશે ?

**સુધા :** ફૂલ એમને એમ શી રીતે આપું? પૈસા આપવા પડશે, સમજ્યો?

**અમલ :** હું જ્યારે મોટો થઈશ ત્યારે તને પૈસા આપીશ. હું કામ શોધવા ચાલ્યો જઈશ, પેલા ઝરણાની પેલી પાર—ત્યારે તને પૈસા આપતો જઈશ.

**સુધા :** બહુ સારું.

**અમલ :** ત્યારે તું ફૂલ વીણીને આવશે ને?

**સુધા :** આવીશ.

**અમલ :** મને ભૂલી તો નહીં જાય ને? મારું નામ અમલ. તને યાદ રહેશે કે?

**સુધા :** હા, નહીં ભૂલું. જોજે, મને યાદ રહેશે. [જાય છે]

[છોકરાની ટોળી પ્રવેશ કરે છે.]

**અમલ :** ભાઈ, તમે બધા ક્યાં જાઓ છો, ભાઈ? જરા થોડી વાર અહીં ઊભા રહો ને!

**છોકરા :** અમે રમવા જઈએ છીએ.

**અમલ :** તમે શું રમશો, ભાઈ?

**છોકરા :** અમે ખેડૂત ખેડૂત રમશું.

**પહેલો છોકરો :** (લાઠી બતાવીને) આ જોયું અમારું હળ.

**બીજો છોકરો :** અમે બે જણ બળદ થઈશું.

**અમલ :** આખો દહાડો રમશો?

**છોકરા :** હા, આ....ખો દહાડો.

**અમલ :** ત્યાર પછી સાંજના નદીને કાંઠે કાંઠે થઈને ઘેર પાછા આવશો ?

**છોકરા :** હા, સાંજના પાછા આવશું.

**અમલ :** મારા આ ઘર આગળથી જ પાછા જજો, ભાઈ!

**છોકરા :** તું બહાર આવને, રમવા ચાલ !

**અમલ :** વૈદરાજે મને બહાર જવાની ના પાડી છે.

**છોકરા :** વૈદરાજ ! વૈદરાજ ના કહે તે તું માને છે, એમ ! ચાલ ભાઈ ચાલ, આપણને મોડું થાય છે.

**અમલ :** ના ભાઈ, તમે મારી આ બારી સામે રસ્તામાં ઊભા રહીને જરા રમો—હું જરા જોઉં.

**છોકરા :** અહીં શા વડે રમીએ ?

**અમલ :** આ રહ્યાં—મારાં રમકડાં પડ્યાં છે ને—એ બધાં તમે જ લો, ભાઈ—ઘરમાં એકલા રમવાનું ગમતું નથી—એ બધાં ધૂળમાં વેરાયલાં પડી જ રહે છે—એ મારે કશાં કામ નથી આવતાં.

**છોકરા :** વાહ વાહ, વાહ વાહ ! કેવાં સુંદર રમકડાં છે ! આ તો વહાણ છે ! આ તો બૂઢી ડોસી છે ! જુઓ ભાઈ, આ કેવો સુંદર સિપાઈ છે. આ બધાં તેં અમને આપી દીધાં ? તને કાંઈ દુઃખ થતું નથી ?

**અમલ :** ના, કંઈ દુઃખ થતું નથી, બધાં ય તમને આપ્યાં !

**છોકરા :** પણ અમે તો પાછાં નહીં આપીએ.

**અમલ :** ના, પાછાં ના આપશો. પણ રોજ સવારે તમો એ રમકડાં લઈને મારા આ બારણાં આગળ જરા વાર રમી જજો, પછી એ જ્યારે જૂનાં થઈ જશે ત્યારે હું તમને નવાં રમકડાં મંગાવી દઈશ.

**છોકરા :** બહુ સારું, ભાઈ. અમો રોજ અહીં રમી જઈશું. એ ભાઈ, બધા સિપાઈઓને અહીં ગોઠવ–આપણે લડાઈ લડાઈ રમીએ, બંદૂક ક્યાંથી લાવવી ?– પણ પેલી એક મોટી સરકટની સોટી પડી છે–એને ભાંગી આપણે બંદૂક બનાવીએ. પણ ભાઈ, તું તો ઊંઘી ગયો !

**અમલ :** હા. મને બહુ ઊંઘ આવે છે ! કોણ જાણે કેમ મને વારે વારે ઊંઘ આવે છે. બહુ વારથી બેઠો છું, હવે મારાથી બેસાતું નથી–મારી પીઠ દુખે છે.

**છોકરા :** હજી તો પૂરો એક પહોર દહાડો ચડ્યો છે–અત્યારમાં તને ઊંઘ શાની આવે છે ? આ સાંભળ એક પહોરનો ઘંટ વાગે છે.

**અમલ :** હા, આ વાગ્યો, ટન્ ટન્ ટન્ ટન્–એ મને ઊંઘી જવાનું કહે છે.

**છોકરા :** ત્યારે હવે અમે જઈએ. કાલે સવારે આવીશું.

**અમલ :** જતાં પહેલાં તમને એક વાત હું પૂછું છું. ભાઈ, તમો તો બહાર રહો છો: તે તમે રાજાના ટપાલીઓને ઓળખો છો ?

**છોકરા :** હા. ઓળખીએ છીએ તો. બરાબર ઓળખીએ છીએ.

**અમલ :** કોણ કોણ, તેઓનાં નામ શું ?

**છોકરા :** એક તો બાદલ ટપાલી, એક તો શરત,–બીજા યે કેટલાય છે.

**અમલ :** વારુ, મારા ઉપર જો કાગળ આવે તો તેઓ મને ઓળખી શકશે ?

**છોકરા :** નહીં કેમ ઓળખે ? કાગળ પર તારું નામ હશે એટલે તેઓ તને ઓળખવાના જ.

**અમલ :** કાલે સવારે જ્યારે આવો ત્યારે તેઓમાંના એક જણને બોલાવી લાવી મને ઓળખાવી દેજો ને !

**છોકરા :** વારુ, ઓળખાવી દઈશું.

## અભ્યાસ

૧. અમલને કોણે બહાર જવાની ના પાડી છે ? શા માટે ?

૨. દહીંવાળાને અમલ શી વિનંતી કરે છે ?

૩. અમલને ઘંટનો અવાજ શા માટે ગમે છે ?

૪. અમલને ટપાલમાંથી એના પર કાગળ આવે એવી હોંસ શા માટે થાય છે ?

૫. બાલિકા સાથે અમલ શી વાતો કરે છે ?

૬. અમલે પોતાનાં રમકડાં છોકરાંઓને શા માટે આપી દીધાં ?

૭. આ નાટક તમે ભજવો તો તમને કયો પાઠ ભજવવો ગમે ? શા માટે ?

## ૪૧

# સહસ્રલિંગ તળાવ

[ ઈ. સ. ૧૮૮૭ માં બહાર પડેલા એક કાવ્યસંગ્રહે બધા ગુજરાતનું ધ્યાન ખેંચ્યું હતું. એ કાવ્યસંગ્રહ 'તે કુસુમમાળા' એના લેખક નરસિંહરાવ ભોળાનાથ દીવેટિયા. તે પછી તો તેમણે ગુજરાતને ઘણાં યે કાવ્યો આપ્યાં. હૃદયવીણા, નૂપુરઝંકાર, સ્મરણસંહિતા, બુદ્ધચરિત,–આ એમનાં કાવ્યોનો સરવાળો દર્શાવતા ગ્રંથો. આ કાવ્ય કુસુમમાળામાંથી લીધું છે. પાટણ તો આપણા ગુજરાતનું એક પુરાતન શહેર છે. ત્યાં ખોદકામ કરીને આજે સહસ્રાલિંગ તળાવના કેટલાક અવશેષો શોધી કાઢવામાં આવ્યા છે. પાસે સરસ્વતી નદી વહે છે. એ સ્થળ જોતાં કવિના હૃદયમાં ઊઠેલો ગુજરાત તરફનો પ્રેમ આ કાવ્યમાં તમને દેખાશે. પણ શ્રી. નરસિંહરાવનાં કાવ્યોમાં ચિન્તન તો હોય જ. આ કાવ્યમાં શું ચિન્તન છે તે શોધી કાઢો. ]

( રોળાવૃત્ત )

અહીંયાં સહસ્રલિંગ તળાવ વિશાળું હૂતું,
અહીંયાં પાટણ જૂનું અહીં આ લાંબું સૂતું;
અહીંયાં રાણીવાવતણાં આ હાડ પડેલાં,
મોટા આ અહીં બુરજ મળ્યા માટીના ભેળા.

એમ દઈ દઈ નામ કરવી રહી વાતો હાવાં,
પાટણપુરી પુરાણ ! હાલ તુજ હાલ જ આવા;
ગુજરાતનો પૂત રહી ઊભો આ સ્થળમાં,
કોણ એહવો જેહ–નયન ભીંજ્યાં નહિ જળમાં.

જળ નિર્મળ લઈ વહે કુમારી સરિતા પેલી,
નાસે, પાસે ધસે, લાડતી લાજે ઘેલી;
ઈશ્વરકરુણા ખરે, વહી આ નદીસ્વરૂપે,
સ્મિત કરી પ્રીતિ ભરે, ભરે આલિંગન તુંપે.

તુંપે, પાટણ ! દયા ધરંતી એ સૂચવતી,
ભલે કાળની ગતિ મનુજકૃતિને બૂઝવતી;
મુજ પ્રેમસરિતપૂર વહ્યું જાશે અણખૂટ્યું,
છો ધનવિભવ લૂંટાય, ઝરણુ મુજ જાય ન લૂંટ્યું.

તોડી પર્વતશૃંગ મનુજ મદભરિયો મહાલે,
જાણે નિજ કૃતિ અમર, ગળે કાળ જ તે કાલે;
ને મુજ તનડું ઘડ્યું કોમળું પાણીપોચું,
તે તો તેમનું તેમ રહે યુગ અનંત પ્હોંચ્યું.

## અભ્યાસ

૧. સહસ્રલિંગ તળાવ ક્યાં આવ્યું હશે ? હાલ એની શી દશા છે ?
૨. પ્રાચીન પાટણ અને હાલના પાટણ વચ્ચે કવિને શો ભેદ લાગે છે ?
૩. પાટણની આ અવદશા જોઈ કવિના હૃદયમાં કેવા ભાવ ઉત્પન્ન થાય છે ?
૪. પાટણ પાસે કઈ નદી છે ? એને કવિ કુમારી વિશેષણ શા માટે લગાડે છે ?
૫. નદીને માટે કવિ આ કાવ્યમાં શું કહે છે ?
૬. આ કાવ્યદ્વારા કવિ આપણને શો ઉપદેશ આપે છે ?

# માર્ગદર્શન

[ **નોંધ:**—પાઠવાર અઘરા શબ્દો અને વાકયોની સમજણ નીચે આપવામાં આવી છે. આંકડા પાઠનો ક્રમ બતાવે છે. ]

૧ **દાદ** = ફરિયાદ. **શતકો** = સૈકાઓ. **જીવનવિગ્રહ** = જિંદગીની ગડમથલ.

૨ **સાક્ષર** = ભણેલા. **નિરક્ષર** = અભણ,- આવાં બીજાં જોડકાં શોધીને ધ્યાનમાં રાખો. **પતિપરાયણતા** = પતિને તાબે થઈને આજ્ઞામાં રહેવું તે. **પરાકાષ્ઠા** = હદ. **બાહ્યાચાર** = બહારનું વર્તન. **પો પડે** = પ્રભાવ પડે. **અઠીક** = ઠીક નહીં,–આવા શબ્દો બનાવો. **છરીકાંટા** = અંગ્રેજો અને સુધરેલા વગેરે ખાવામાં છરી અને કાંટાનો ઉપયોગ કરે છે તે. **કાંચળી** = સાપની નકામી થયેલી ચામડી. **ઉદ્‌ગાર** = શબ્દ **માયાનું આવરણ** = સંસારનો મોહ–લોભ વગેરે. **ઓતપ્રોત** = કપડામાં વાણાતાણા વણાઈ જાય છે તેમ. **વરતારા** = ભવિષ્ય. '**નાદરી**'–સ્ટીમરનું નામ છે.

૩ **હોળૈયા** = હોળીના ઉત્સવમાં ભાગ લેનારા. **હુરિયા બોલાવે છે** = ઠઠ્ઠા કરે છે. **ઠાઠડી** = મડદાને જેમાં બાંધી જાય છે તે. **રામબોલો** = મડદાને લઈ જતાં બોલવામાં આવે છે. **અશ્લીલ** = અસભ્ય. **બીભત્સ** = ભૂંડું. **જન્માષ્ટમી** = શ્રીકૃષ્ણનો જન્મદિવસ–શ્રાવણ વદ આઠમ. **ગણેશચતુર્થી** = ભાદરવા સુદી ચોથ. **નવરાત્રિ** = આસો મહિનાના પહેલા નવ દિવસ. **વસંત ઋતુ** = ફાગણ અને ચૈત્ર. **ભાથું** = મુસાફરીમાં સાથે લીધેલું ખાવાનું.

૪ **બંગ** = બંગાળા. **બહિષ્કાર** = ત્યાગ. **સ્વરાજ્ય** = પોતાનું રાજ્ય. **આદર્શ** = ધ્યેય. **અધ્યાપક** = શીખવનાર ગુરુ–પ્રોફેસર. **સિવિલ**

**સર્વિસ** = ઊંચી ખાસ સરકારી નોકરી. **ધારાસભા** = કાયદા ઘડનારી સભા. **વરણી** = ચૂંટણી. **કમીશન** = સમિતિ. **અવસાન** = મૃત્યુ. **પ્રેરક** = બીજાને પ્રેરણા આપનાર.

૫ અહીં કવિએ નદીને ડુંગરદાદાની દીકરી કહી પોતાના પતિ–સમુદ્ર પાસે જતી વર્ણવી છે.

**નેહ** = પ્રેમ. **નિકુંજ** = વનસ્પતિની ઘટા. **સોમ** = ચંદ્ર. **ભીતિ** = બીક. **જીવન** = પાણી, જિંદગી. **ખારભર્યો** = ખારાશથી ભરેલો; ક્રોધવાળો. **લવે** = બડબડાટ કરે. **પ્રાણેશ** = પતિ.

૬ રડવા કૂટવાના રિવાજને વખોડી કાઢવો એ આ પાઠનો હેતુ છે.

**રાત** = હજામ. **દહાડે દીવા કરે એવી** = મૂર્ખાઈથી ભરેલી; આવા પ્રયોગો પર ખાસ ધ્યાન આપજો. **નંદાઈ પડે** = ભાંગી પડે. **વિહ્વળ** = દુઃખી. **ભેમલાદાદા** – એ ઉપજાવી કાઢેલું નામ છે. **વડવો** = પૂર્વજ. **ભવનો ખાડો** = સંસાર. **ખાલી ચડી** = ઝમઝમાં આવ્યાં. **પંચ** = મુખ્ય માણસોનું મંડળ. **રંગ રાખ્યો** = સરસ કામ કર્યું.

૭ **કુતૂહલ** = આશ્ચર્ય. **રૂપાંતર કરવા** = બીજું રૂપ આપવા. **અવકાશ** = ખાલી જગ્યા. **વૈજ્ઞાનિક** = વિજ્ઞાનની શોધ કરનાર વિદ્વાન. પૃ. ૩૨ ટંકમા ને બદલે ટૂંકમાં જોઈએ. **નિષ્ણાતો** = વિદ્વાનો.

૮ **શમી ગયો** = શાંત થઈ ગયો. **ત્રિભંગ** = શરીર ત્રણ ઠેકાણેથી વળે તેવી રીતે. **સ્વાંગ** = વેશ. **અનંત આરે** = જેનો અંત નથી તેવા આકાશને કાંઠે. **જરા** = ઘડપણ. **શબ્નમસમાં** = ઝાકળ જેવાં. **નુરજહાંઓ** = જગતના પ્રકાશ જેવી સુંદર સ્ત્રીઓ.

૯ **ગોષ્ઠી** = વાતચીત. **ઉત્કર્ષ** = મોટાઈ. **ગાજ્યો મેહુલો વરસે નહીં** = આવી કહેવતો એકઠી કરો. **અશસ્ત્ર–સશસ્ત્ર :—** આવા શબ્દો બનાવતાં શીખો. **શસ્ત્ર** = હથિયાર.

૧૦ જાપાની પ્રજા ફૂલ પર કેવો પ્રેમ રાખે છે તે આ પાઠ બતાવે છે. **કુસુમોત્સવ** = ફૂલોનો ઉત્સવ.

૧૧ **પ્રથા** = રીત. **વીરાંગના** = બહાદૂર સ્ત્રી.

૧૨ **છતે** = છાપરામાં. **દિનેશ** = દિવસનો ઈશ–સૂર્ય. **ધરા** = પૃથ્વી.

૧૩ **ફ્લાઇંગ રાણી** :—મુંબઈ અને સુરત વચ્ચે આવતી જતી ઝડપી ગાડીનું આ નામ છે. **વ્યાસ** = ગોળ આકારના બે સરખા ભાગ કરનારી લીટી. **પ્રજાપતિ** = પ્રજાનો પતિ–યુરેનસ. **કક્ષા** = આકાશમાં ફરવાનો માર્ગ. **ધૂમકેતુ** = પૂંછડિયો તારો.

૧૪ **અવસ્તા** = પારસીઓનું મૂળ ધર્મપુસ્તક. **નિદિધ્યાસન** = નિરંતર ચિંતન. **ફિરસ્તાઓ** = દેવદૂતો. **પરિત્રાણ** = રક્ષણ. **અભ્યુત્થાન** = ઉન્નતિ. **પયગંબર** = દેવદૂત. **મઝહબ** = ધર્મ. **અકલ્પ્ય** = કલ્પી ન શકાય તેવું. **દેહકષ્ટ** = શરીરને કષ્ટ આપવું તે. **તિલાંજલી આપવી** = ત્યાગ કરવો.

૧૫ બાલાપુરમાં જૂનું બંદર નાશ પામીને રહેલા બારાને આ કાવ્યમાં યાદ કરવામાં આવ્યું છે.

**વિજયંત** = જીત મેળવી હોય તેમ. **નાંગરતા** = લંગરતા. **સમીર** = પવન. **બતેલા** = એક જાતનાં વહાણ. **બેઘાટ** = ઘાટ વગરના. **કુંજરબાલ** = હાથીનાં બચ્ચાં. **છાછર** = છીંછરા. **મુઠ્ઠીબંધા** = મુઠ્ઠી વાળી હોય તેવા.

૧૬ **દેવવ્રત** = ભીષ્મ પિતામહ તરીકે જાણીતા થયેલા મહાપુરુષનું નામ. **ધ્યેય** = આદર્શ. **માતૃવાત્સલ્ય** = માતાનું–માતાના જેવું હેત. **આર્યજાતિ** = હિંદમાં આવીને વસેલી સંસ્કારી જાતિ. કુરુ, પાંચાલ, અંગ, વંગ વગેરે હિંદુસ્તાનના જૂના પ્રાંતોનાં નામ છે. **શૈત્ય-પાવનત્વ** = ઠંડક અને પવિત્રતા. **એકવિધ** = એક જ જાતનું. **મુગ્ધા-સ્વરૂપ** = જુવાન થઈ હોય એવું રૂપ. **દંષ્ટ્રા** = દાઢ. **વર્ધમાન** =

વધતી. **માનિની** = અભિમાનવાળી. **ગજગ્રાહનું દારુણ યુદ્ધ** = પાણી પીવા જનાર હાથીનો મગરે પગ પકડ્યો હતો. હાથી ખેંચે અને મગર મૂકે નહીં તેના જેવું ભયંકર યુદ્ધ. અંતે ભગવાન જાતે આવીને હાથીને છોડાવે છે એવી કથા છે. **વારિરાશિ** = પાણીનો સમૂહ. **અમોઘ** = અચૂક. **દાક્ષિણ્ય** = ડહાપણ.

૧૭ **સ્વરલિપિ** = સંગીતના સા રિ ગ મ વગેરે સ્વરો. **શ્રુતિ** = સા-રી-વગેરે સ્વરોની વચ્ચે આવતા બારીક સ્વરો. **ચંડુલ** = Lark પક્ષી. **અગન** = Skylark પક્ષી. **રિયાસત** = રજવાડું. **ગૌહરન** = કરુણ ભાવવાળી. **ઠુમરી** = રાગ ગાવાની એક ઢબ. **ગુણીજન** = કળાકારો. **દરબારી** = કાનડા રાગનો એક પ્રકાર, દરબારી કાનડો.

૧૮ **સંક્રાંતિ** = અમુક દિશામાં ગતિ કરવી તે. **સંધાયા દોર** = અમલ જામ્યો. **વેલાલ** = વેતાલ્ર જોઈએ. **વેતાલ** = ભૂત. **તોર** = મિજાજ. **વિશ્રાંતિ-ઠોર** = આરામ લેવાનું સ્થાન. **જીવનવિગ્રહ** = જિંદગીની ગડમથલ. **કપોત** = કબૂતર. **બાજ પક્ષી** બીજાં પક્ષીઓનો શિકાર કરવા માટે વપરાય છે.

૨૦ માધવની પત્ની રૂપસુંદરીનું કરણ રાજા હરણ કરાવે છે. તે પછી વેર લેવાના વિચાર કરતો માધવ આબુ ઉપર આવે છે.

**અષ્ટકોણ** = આઠ ખૂણાવાળો. **જાગતા જોત** = જેઓ તરત પરચો આપે એવા.

૨૧ **ગીતાંજલિ** = ગીતોની અંજલિ-ખોબો. **આધ્યાત્મિક** = આત્મા સંબંધી. **અસ્ખલિત** = અટકે નહીં તેવો. **ગગનવિહાર** = આકાશમાં ઊડવું તે. **ઉપનિષદ** = આધ્યાત્મિક ગ્રંથો, આવાં જુદાં જુદાં નામવાળાં ઘણાં ઉપનિષદો છે. **અક્ષરલીલા** = લખવાનું કાર્ય. **પ્રાશ્ચાત્ય** = પશ્ચિમના દેશોનું. **જીવનકાવ્ય** = જીવન એ જ કાવ્ય.

૨૨ પાઠને મથાળે **આપ્યા રહેજો** એમ જોઈએ. **ગામા અને ઈમામબક્ષ** હિંદના પ્રસિદ્ધ પહેલવાનો છે.

૨૩ **નિવેદન** = પોતાને જે કહેવું હોય તેની રજૂઆત. અહીં હજામ પોતાને જે કહેવું છે તે રજૂ કરે છે. **રાત** = **નાવી** = હજામ. **ભટોરિયાં** = બાળકો. **શાખ** = આબરૂ. **પુણ્યશ્લોક** = પવિત્ર અક્ષરોવાળું. **તવારિખો** = ઇતિહાસ. **પિતૃશ્રાદ્ધ** = બાપનું શ્રાદ્ધ, મરી ગયેલા માણસ પાછળ શ્રાદ્ધની ક્રિયા કરવામાં આવે છે તે. **પિત્ત** = કફ, વાયુ અને પિત્ત–આ ત્રણ શરીરનાં તત્ત્વો વૈદક શાસ્ત્રમાં ગણાય છે. તેમાંના એકાદની વધઘટથી રોગો થાય છે.

૨૪ **જીવનપદ્ધતિ** = જીવવાની રીત. **વૃકોદરી** = વરુના જેવા ભૂખ્યા પેટવાળી. **ઘૃણા** = તિરસ્કાર. **સહજ** = કુદરતી–નૈસર્ગિક.

૨૫ **શિલ્પ** = પથ્થર કે એવી બીજી સખત વસ્તુમાં કોતરી કાઢેલું મૂર્તિ વગેરેનું કામ,–બાંધકામની કળા. **અરુચિકર** = ન ગમે એવી. **દિઙ્મૂઢ–દિઙ્‌મૂઢ** જોઈએ = આશ્ચર્યચકિત. **સુવર્ણકાળ** = સોનેરી–આબાદીનો સમય. **સ્તૂપ** = ઘુમ્મટ જેવું બાંધકામ–જે ખાસ તો બુદ્ધના અવશેષો પર કરવામાં આવ્યું છે. **ગર્ભદ્વાર** = અંદર જવાનું બારણું.

૨૬ **ઘાટુડી** = ઘાટવાળી, સુંદર. **સુવરણ** = સોનું.
કડવું સાંભળીને તમે પોતે ખુશ થાઓ કે નહીં તેનો વિચાર કરજો.

૨૭ **બહુશ્રુત** = વિદ્વાન. **મકરંદ** = મધ. **હુંડી** = નરસિંહ મહેતાએ હુંડી લખી હતી અને તે ભગવાને દ્વારકામાં સ્વીકારી હતી. **મામેરું** = નરસિંહ મહેતાની દીકરી કુંવરબાઈના સીમંત વખતે ભગવાને જાતે આવી મામેરું કર્યું હતું. **શ્રાદ્ધ** = નરસિંહ મહેતાના બાપના શ્રાદ્ધમાં પણ ભગવાને જાતે આવી મદદ કરી હતી. **શામળશાનો વિવાહ** = નરસિંહ મહેતાના પુત્ર શામળશાના લગ્નમાં પણ ભગવાને જાતે આવી મદદ કરી હતી. **હારમાળા** = ભગવાન તને પરોઢ પહેલાં હાર નહીં

પહેરાવી જાય તો તને મારી નંખાવીશ-એવી કસોટી રા'માંડલિકે નરસિંહ મહેતાની કરી હતી, અને ભગવાને આવી મહેતાને હાર પહેરાવ્યો હતો આ બધા નરસિંહ મહેતાના જીવનના ચમત્કારિક પ્રસંગો લેખાય છે.

૨૮ **ગદબ** = એક જાતનું લીલું ઘાસ.

૨૯ **વિશિષ્ટતા** = ખાસ ગુણ. **પારંગતો** = પાર પહોંચેલા વિદ્વાનો. **વિસ્તૃત** = વિશાળ. **આજીવન** = આખી જિંદગી સુધી. **અપરિણીત** = પરણ્યા વગરનો. **અનન્ય** = બીજા સાથે સરખાવી ન શકાય તેવું.

૩૦ રાવણ કુંભકર્ણને મહા મહેનતે જગાડે છે તે પછી કુંભકર્ણ આ બોલે છે.

**ઘર ઘાલ્યું** = આફત વહોરી લીધી – આવા પ્રયોગો ઉપર ખાસ ધ્યાન આપજો. **ત્ર્યંબક** = શંકરનું ધનુષ્ય. રામચંદ્રજી સમુદ્ર પર પથ્થર તરાવીને પૂલ બાંધીને લંકા પહોંચ્યા હતા. આજે પણ કહેવાય છે કે **રામને નામે પથ્થર તર્યા. મેઘાડંબર** = છત્રીવાળી અંબાડી. **ઘરૂણી** = પત્ની. **જેર કીધું** = તાબે કર્યું–કેદ કર્યું. **જામની** = રાત. **વિખ** = ઝેર. **શીખ** = શિખામણ. **કાલક** = કાળાશ.

૩૧ **અમ્મા** = માતા-મા. **વિદુષી** = જ્ઞાનવાળી સ્ત્રી.

૩૨ **ચૈત્યો** = બુદ્ધદેવના અવશેષો પર બાંધેલા મિનારા–બૌદ્ધ મંદિરો. **વિહારો** = બૌદ્ધ મઠો.

**ચિત્રાવલી** = ચિત્રોની હાર. **બાધા** = અટકાયત. **પદ્મપાણિ** = જેના હાથમાં કમળ છે તેવા.

૩૩ **દુર્ગમ્ય** = જેમાં જવું મુશ્કેલ પડે તેવાં. **ખબરપત્રી** = છાપાંઓમાં ખબર લખી મોકલવાનું કામ કરનાર.

૩૪ **કાજી** = ન્યાયાધીશ. **જગતના કાચના યંત્રે** = જગત એ જ કાચનું યંત્ર છે તેના વડે. **સ્વાનંદે** = પોતાના આનંદમાં. **નિર્મોહી** = મોહ ન પામે એવી. **ગ્રીવા** = ડોક.

૩૫ **ગોકુળ** = ભગવાન કૃષ્ણનું જન્મસ્થાન; અહીં એક સારું, સરસ અને સ્વચ્છ ગામ તે ગોકુળ એવો અર્થ છે.

૩૬ **લોકશાસન** = લોકોથી ચલાવાતું રાજ્ય, લોકોએ ચૂંટેલા પ્રતિનિધિઓ ચલાવતા હોય એવું રાજ્ય. **સાર્વભૌમ** = સંપૂર્ણ-સર્વ જાતની. **સમાજવાદીઓ** = સમાજની સત્તા જ સૌથી મહાન છે, કોઈ પણ એક માણસની કે વર્ગની નહીં એમ માનનારાઓ. **પિતૃભૂમિ** = આપણે જેમ આપણા દેશને માતૃભૂમિ કહીએ છીએ. તેમ યુરોપમાં કેટલાક સ્થળે દેશને પિતૃભૂમિ-પિતાની ભૂમિ કહેવામાં આવે છે. **ક્રાંતિ** = બળવો. **અવિભાજ્ય** = ભાગલા પાડ્યા વિનાનું. **નિઃસ્પૃહ** = તૃષ્ણા વગરની. **ધ્યેયનિષ્ઠા** = આદર્શને મેળવવાની એકાગ્રતા.

૩૭ **મૂર્તિભંજક** = મૂર્તિઓને ભાંગનાર. **ઈસ્લામ** = મુસલમાનોનો ધર્મ. **ભસ્મીભૂત** = રાખ બનેલાં. **ખલીફ** = ધર્મરક્ષક. **વ્યૂહ** = ગોઠવણી. **જલવિહીન** = પાણી વગરના. **દુંદભિનાદ** = નગારાંનો અવાજ. **વ્યોમ** = આકાશ.

૩૮ **ઘાટ** = યોજના **મર્મ છૂટે** = છૂપી વાત જણાઈ જાય. **કોટી** = કરોડ. **પોળિયો** = દરવાન. **ત્રિવિધના તાપ** = ત્રણ પ્રકારનાં દુઃખ; શરીરનાં, દેવો તરફનાં અને આત્મા સંબંધીનાં. **મરદન કરાવિયાં** = ચોળાવ્યાં. **હેમ-કનક** = સોનું. **સત્યભામાદિક** = સત્યભામા વગેરે શ્રીકૃષ્ણની આઠ પટરાણીઓ.

૩૯ **અગ્રગણ્ય** = મુખ્ય. **અભાવ** = અણગમો. **કસ કઢાવવા** = તપાસી જોવા, પરીક્ષા કરવા. **ટંકશાળ** = જ્યાં સરકારી ચલણી નાણાના સિક્કા પાડવામાં આવે તે સ્થળ–ખાતું. **ધર્મજિજ્ઞાસા** = ધર્મ વિશે

જાણવાની ઇચ્છા. **કંચન અને કામિની** = પૈસો અને સ્ત્રી. **વેદાંત–વેદનો અંત** = જે શાસ્ત્રમાં આત્માનું જ્ઞાન આપવામાં આવે છે તે ઉપનિષદો વગેરે. **સૂત્રો** = મહાન અને ગંભીર અર્થથી ભરેલાં ટૂંકામાં ટૂંકા વાકયો. **વેદાંતસૂત્રો** = વ્યાસજીનાં લખેલાં મનાય છે. **સાંસારિક** = સંસારની. **અનાસક્તિ** = લાગણી–રુચિની ગેરહાજરી. **નન્નો વાસ્યો** = ના કહી દીધી. આવા પ્રયોગો આપણી ભાષામાં ઘણા છે. તે બધા એકઠા કરતાં શીખો. **તત્ત્વજ્ઞાન** = જગતમાં સાચી વસ્તુ શી છે તેનું જ્ઞાન–પરમાત્માના સ્વરૂપનું જ્ઞાન. **અધિકારી** = જેમનામાં સમજવા જેટલી શક્તિ હોય તે. **છપ્પા** = છ લીટીની કડી. **ઉપમા** = જેમાં એક વસ્તુની બીજી સાથે સરખામણી કરવામાં આવી હોય તે. દા. ત. તે **સુદામા જેવો ગરીબ** છે. **કટુ** = કડવી. **ઉપકારક** = ઉપયોગી.

૪૦ ડાકઘર = ટપાલ ઓફિસ. તમને કોઈ દિવસ તરંગો–વિચારો આવે છે? આ નાટકમાં અમલને શા શા વિચારો આવે છે તે જુઓ. દરેક સાથે એ શી શી વાતો કરે છે તે પરથી એના વિચારો તમને સમજાશે.

૪૧ **સહસ્રલિંગ** = જેની આસપાસ મહાદેવનાં એક હજાર લિંગની સ્થાપના કરવામાં આવી હતી તેવું તળાવ. **રાણીવાવ** – આજે પણ તેનાં ખંડેરો પાટણમાં જોવા મળે છે. **કુમારી સરિતા** – સરસ્વતી સમુદ્રને મળતી નથી પણ વચ્ચે જ શમાઈ જાય છે માટે તેને કુમારિકા કહેવામાં આવે છે. **આલિંગન ભરે** = ભેટે. **બૂઝવતી** = નાશ પમાડતી. **શૃંગ** = શિખરો. **યુગ અનંત** = જેનો અંત ન આવે એવા લાંબા સમય સુધી.

